# સત્યનારાયણની પ્રાકૃત કથા.

રચી પ્રસિદ્ધ કરનાર

કાશીરામ હરિવલ્લભ જોશી

વરિઆવવાળા.

સુરત:

"વિક્ટોરિયા" પ્રેસમાં મંછારામ ઘેલાભાઈએ છાપી.

સંવત ૧૯૪૭. સન ૧૮૯૧.

કીમત છ આના.

આ ગ્રંથ
છપાવનારની રજા વિના
કોઈને પણ છાપવા
છપાવવાની
છૂટ નથી.

# પ્રસ્તાવના.



નિવૃત્તિ અને પ્રવૃત્તિ ઉભય વિષયમાં સમાન આનંદ ને કુશલતા બતાવી નરદેહનો ઉદ્દેશ સંપૂર્ણ કરાવનાર **આર્ય ધર્મની તો** સદૈવ બલિહારી છે ! એ સર્વમાન્ય ને ઉત્કૃષ્ટ ધર્મપર પરદેશી પરધર્મી અનેક રાજાઓની સત્તા અનેક પ્રકારે સહસ્ત્રાવધિ વર્ષોપર્યંત રહી ને અદ્યાપિ છે તથાપિ એનું સ્વાભાવિક ઊજ્વલ તેજ હજીસુધી વસ્તુત. તેવુંજ દૈદીપ્યમાન રહ્યુ છે એ એનો જયરંગ છે આટલી આટલી પરાકાષ્ટા છતે તેવુંજ તેજ રહેવું એમાં બે વસ્તુ આવશ્યક છે. એક તો પરમકૃપાલુ પરમેશ્વર સચ્ચિદાનંદની નિઃસીમ કૃપા અને બિજું ભક્તશિરોમણિ ને બિજા પવિત્ર મહાત્માઓના શ્રેયસ્કર પ્રયાસ. આમાની પ્રથમ વસ્તુ હોય તોજ બિજી વસ્તુ ઉત્પન્ન થઇ શકે એ તો સ્વતઃ સિદ્ધ છે માટે એવા સચ્ચિદાનંદ સર્વેશ્વરની પ્રીતિ સંપાદન કરવાને માટે તેનીજ પ્રેરણાથી ઊત્પન્ન થએલો પવિત્ર મહાત્માનો પ્રયાસ—પ્રસાદ તે **"શ્રી સત્યનારાયણ દેવની કથા છે"** હવે એવી કથાને આર્ય ધર્મના પ્રતિપાળકો તરફથી પુષ્ટિ, આશ્રય ને ઉત્તેજનમળે એમાં શું આશ્ચર્ય નવલ છે ? અર્થાત્ મળવુંજ જોઇએ.

મૂળ સંસ્કૃત સર્વેથી સહેલી રીતે સમજાય એ તો અસક્ય જેવું છે. જ્યાંસુધી કથામાનું ખરેખરૂં રહસ્ય ન સમજાય ત્યાં સુધી તેનું ફળ ઇચ્છિત મળે માટે સર્વેથી સરળ રીતે સમજાય એ ઉદ્દેશથી આ ભાષાન્તર કરવામાં આવ્યું છે. કેટલાક વિદ્વાન્ મિત્રોએ એ પ્રકારની સલાહ પણ આપીજ હતી માટે સુજ્ઞ આર્ય બંધુઓ એનો યોગ્ય આદર કરી ઉત્તરોત્તર આશ્રય આપશે એજ આશા છે તથાસ્તુ !





श्री

અખંડ સ્નેહી

રા૦ રા૦ ભટ્ટ

**રાજારામ રામસંકર**

આપે મને આ પુસ્તકની ઉત્પ
ત્તિમાં આપનાં વિદ્યાબળે યો
ગ્ય આશ્રય આપ્યો તથા
સ્નેહનું પ્રબલ વધાર્યું તે
થી એ લઘુ ગ્રંથ નમ્ર
તાપૂર્વક આપને અ
ર્પણ કરૂં છું તે
સ્વીકારશો.

લિ૦ સ્નેહાધીન જોશી

**કાશીરામ હરિવલ્લભ.**

# શ્રી સત્યનારાયણના કથાનું કવિતા રૂપ ભાષાંતર

શ્રીગણેશાયનમઃ શ્રીશારદાયૈનમઃ શ્રીગુરૂભ્યોનમઃ અથ સત્ય સ્તોત્ર લીખ્યતે

### છંદ હારગીત

પુરો દાશનિ વળી આશ આજે નમી નિર્ખું નેહથી,
સરસ્વતી સુખ શાંત દેજે દાસ જાણીને દેહથી;
નડતિ અને પડતિ પીડા દૂર કરો દેવિ યામની,
ચડતિ અને જડતી કરો જુગ જોઈને જશ જામિની ॥૧॥

શૂણો માત મારી ખ્યાત તારી અવનીમાં જે અધીક છે,
લક્ષ્મિથી વધુ લેર તારી ઠરી ઠામે ઠીક છે;
તજી ભ્રાંત ને કરૂં ખાંત શારિ દુઃખ જાવા દેહના,
જન જેહને શિરે હાથ થાપ્યો ટળ્યાં દુઃખો તેહના ॥૨॥

પૃથ્વ વિષે પ્રતાપ પ્રૌઢા પરમ સુંદર તાહેરા,
વિઘ્નનો વિનાશ કરજે કર ધરિ શીર માહેરા;
સન્મૂખ તુજ સુખ માંહે રાખો દિવશ ને વળિ યામની,
કરગરિને કથિ કથિ કહે કર શાહે કાશીરાંમની ॥૩॥

## ભુજંગી છંદ

સદા સર્સતિ માંત તું શાહે થાજે,
કહું કર્ગરિ શિશ નામીને આજે,
હું છૂં બાળ તારો તું છે માત મારી,
કરૂં ક્રોડથિ કર્ગરી વીનતિ તારી; ૧.
મૂજ મંનમાં માત મારિ તું રેજે,
સદા શૂખ તું દુઃખ ટાળીને દેજે;
ધરૂં ધ્યાન તારૂં ઉરે એક આશે,
મતિ મુઢ માહેરી પવિત્ર થાશે. ૨.
માગૂં મુખથી દુઃખ જાવા અમારૂં,
ચિત્તે ચાતુરા ચર્ણ શેવાને ધારૂં;
નમૂ નેહથી માત મારી રળીને,
વિળ વેગથી વાંકો વળિ ૧ળિને. ૩.

### દોહરો

પ્રથમે પુજૂં શારદા લાગું પ્રીત્યે પાએ,
તુજ કૈપા મુજપર હજો જેથી ગ્રંથ પૂરાણ થાએ. ૧.
અલ્પ બુદ્ધિ અજ્ઞાની હું સહુ શ્રોતાનો દાશ,
પ્રેમ પૂર્વક પેખું છૂં મુજ શુભ ચરણની આશ. ૨.
વિષ્ણુ વલ્લભ ગુણના મેં જે જે શૂણ્યા શાર,
કરગરિ ક્રોડે કહું છે વેદ નિરધાર ૩.

### રાગ ધનાશ્રી

શૂણો શ્રોતા શરવે જંન, પ્રીત્યે શુણજો ધરીને મંન,
થાએ પીંડ પવિત્ર તે જ્યારે, તજો મોહ માયાને ત્યારે. ૧

મુકી મોહ સવારા જાવું. હરી કથામાં તત્પર થાવું,
સત્ય સત્ય વદો મુખ વાણી, જેમ તરસ્યો સોધે પાણી. ૨
નર મોહ માયા કરે આશે, ચુકી ગુણ ને ગોથાં ખાશે,
વદે વેદ પુરાણ જો એમ, જન જોઇ ચુકો તમે કેમ. ૩
જેમ ચંદ્ર ચાહે ચકોર, ઇચ્છે મેઘ જળને મોર,
ઇચ્છા સમુદ્રની કરે છે મચ્છ, જેમ શોધે ગાયને વચ્છ. ૪
બાળક બોલી ન શકે જ્યારે, તોપણ શોધે છે માતાને ત્યારે,
પુરો પ્રેમ એવો તમે લાવો, જન શ્રોતા સુખીઆ થાઓ. ૫
સદ ગુરૂની આજ્ઞાએ કરી, સદા સ્નેહે સેવો શ્રી હરી,
એ માયા સંસારીક જેહ, સ્વપ્નસમ જાણવી તેહ. ૬
સ્વપ્ન સુખમાં લીલા જે કરે, જાગે ત્યારે મહા દુ:ખ ધરે,
અંતે લીલા થાએ તે ફોક, તેમ આ સંસારીક લોક. ૭
સત્ય સ્તોત્ર જે ઉત્તમ કહેવાએ, એણે પામીએ વૈકુંઠ રાએ,
જેણે આરાધ્યા સત્ય રાઓ, તે જન સંસારથી મૂકાઓ. ૮
નારાયણથી અળગો સંસાર, ત્રણે ગુણે વ્યાપક વીસ્તાર,
કહું કથા તે શુણજો સર્વ, તજો તુતં મંનનો ગર્વ. ૯
સુતાં ઊઠવું શજ્યાથી જ્યારે, કર દર્શણ કરવાં ત્યારે,
ધરી ધાતુ પાત્રને કરમાં, જાવું જરૂરથી જંગલમાં. ૧૦
કોષ્ટ શુદ્ધ કરીને આવી, ગોરી ગોરમટી કર લાવી,
ચર્ણ ચોળીને શુધ કરવા, સ્વચ્છ પાત્રમાં જળ ભરવા. ૧૧
દંત ધાવન કરવું એ રીતે, ગુણ ગાવા હરી હર પ્રીતે,
અતિ ઉષ્ણોદકે સ્નાન કરવું, ધ્યાન વીષ્ણુનું રૂદેમાં ધરવું. ૧૨
ભસ્મ ભોળાશંકરની ધરવી, શાસ્ત્ર વિધિથી સુખે કરવી,

સંધ્યા શાખાને નીત્ય કર્મ, ત્રણે આચરવાના એ ધર્મ. ૧૩
પછે પુજન વીષ્ણુનું કરીએ, નીર નીરમળ ગંગાનું ધરીએ,
પએ પંચામૃત તો ધરવું, વેદ વીધીથી પુજન કરવું; ૧૪
ચંદન પુષ્પને ગુંજાની માળ, રૂડા રંગે આરોપવા હાર,
અક્ષત આરોપવા એને શીર, આશ પુરશે દીનનો વીર; ૧૫
વૃંદા વ્હાલી એને છે અતી, આગળી નહીં કરે એક રતી,
સમજી એવું જે જન અત્ર, ચડાવસે તુળશીનું પત્ર; ૧૬.
ધુપ દીપ ને નૈવેદ કરવું, ધ્યાન રૂદેમાં વીષ્ણુનું ધરવું,
અર્પી તાંબુળને મુખવાસ, ફરી ફોફળ ને બરાસ; ૧૭.
આરતી કપુરની જે કરશે, તેનાં દુઃખદાળી દ્રતે હરશે,
નૈવેદ નાના પ્રકાર ધરાવે, દુખ સ્વપ્ને તેને નહીં આવે; ૧૮
શ્રોતા શાંભળ જો સુખસાર, સત્યસત્ય વદો આવાર,
હરિજન શુણજો એ હક થાઓ, પીંડપરમ પવિત્રજ થાએ; ૧૯
કોઇ કાળ ને વિષે એમ, નગરી અયોધ્યાં સમીપે તેમ,
નૈમિષા અરણ્યની માંહે, બેઠા શૌનક રૂષિ તાંહે ૨૦.
એવે વખતે સુત ત્યાં આવ્યા, સર્વ રૂષિઓને મન ભાવ્યા,
રૂષિ સર્વે કર્યો તાં વીચાર, પ્રશ્ન એને કરો આવાર; ૨૧.
દેહ સાધન શાથી થાએ, ભવો ભવના કિલ્મિષ જાએ,
શુભ પ્રસંગ આવ્યો છે સારો, જન ઝાઝાના સુખને ધારો, ૨૨.
એવું આદર્યું સૌનકે જ્યારે, થયા શાંત રૂષિ સહુ ત્યારે;
સૌનક બોલ્યા તે નામીને શીશ, વેગે વીનતી શુણો રૂષિ ઇશ; ૨૩.
કોણ તપે તરીએ સંસાર, કોણ વ્રત કરવું આવાર,
કોણ એવા જપે કરીને, નહીં ભ્રમણ આ ભમીએ ફરીને; ૨૪.

કથા કહો તે ઉત્તમ મુજને, શીશ નાગીએ હમો તુજને,
ઇચ્છા સાંભળવા મુજ મંન, કહો જાણી પોતાના તન, ૨૫.
ફળ મન વાંછીતને ઇચ્છુ, એમ સૌનકે સુતને પ્રીછ્યુ;
વળતી વદ્યા ત્યાં સુત વચ્ચંન, શાંભળ સૌનક તું ધનધંન; ૨૬.
પ્રશ્ન ઉત્તર કહું જે તારો, સાર શુણજે સર્વ તું મારો,
નારાયણ પ્રત્યે એકવાર, પુછ્યું નારદે તે નીરધાર; ૨૭.

## વિશ્રામ.

પુછ્યું પ્રશ્ન નારદે તે શુણો શ્રોતા જંનરે,
રામ રટો રસના તમે તો દેહને ધન ધંનરે. ૨૮.

ઈતી શ્રી સ્કંદ પુરાણે રેવાખંડે વિપ્ર કાશીરામેણ ર-
ચિતે સત્યસ્તોત્ર કથા પ્રસંગે નારદ ભગવાન સંવાદ નામ
પ્રથમો અધ્યાય અધ્યાય ૧.

## "રાગ ધન્યાશ્રી"

શુત શૌનક પ્રત્યે ગાએ, હવે કથા પ્રસંગ કેમ થાએ,
નારદે પ્રશ્ન પુછ્યું શું કાજ, કથા કહું તે તમને આજ; ૧.
મૃત્યુ લોક આવ્યા જતિ ફર્તા, ગુણગાન ઘણેરૂં કર્તા,
લોક સર્વનું શારૂં ચાહી, કર કરૂણાથી જંત્ર શાહી; ૨.
જોયું નારદે નજરે નીહાળી, મર્મે મનુષ્યોને ભલે ભાળી
નાના પ્રકારે કલેશમાં કહીએ, નાનાયોનિ વિષેજન લહીએ ૩.
મનમાંહી નારદ તો વિચારે, દુ:ખ પડે છે પ્રાણીને ભારે,
માટે કરવો એનો ઉપાય, જેથી જન ઝાઝાં શુખી થાય; ૪.
નારદ શોધે મનમાં વિચારી, જુવે જરૂરથી જનો ધારી,

હોય સંહેલો ઉપાય તે કરીએ, દુઃખદારિદ્ર પ્રાણીના હરીએ ૫.
નારદ ચાહીને ચીંત ન કર્તા, આવ્યા વિષ્ણુ લોકમાં ફર્તા
શંખચક્ર ગદા વનમાળા, દીઠા દેવનારાયણ વ્હાલા; ૬.
શુક્લવર્ણ ચતુર્ભુજ શોભે, શોભા શી કહું તેની ઓપે,
દેવદર્શનથી દુઃખ ભાંગે, સુતા શબ થઇ તે તો જાગે; ૭.
એવું નીરખી નારાયણરૂપ, થયા પ્રસંન પ્રેમથી ખુબ,
સ્તુતિ કર્વા લાગ્યા વારંવાર, કીધો પ્રણમીને નમસ્કાર; ૮.
આદિ અનાદિ મધ્યને અંત, ખરેખાત માયા નહીં ખંત,
વળી આપની માયાએ કરી, બ્રહ્માઆજ્ઞાએ અનુસારી; ૯.
તાપ ત્રિવિધના તમે ટાળો, ભક્ત ભાખીને ભાવથી ભાળો,
નમું નેહથી નીરખી આવાર, સ્તુતિ કરૂં તે ચિત્તમાં ધાર; ૧૦.
ઉઠ્યા એવું કહી મુની જંન, વીણા જંત્ર શાહીને ધન,
નૃત્ય શાથે કર્યું ગુણગાન, રાગરાગણી ને વળી તાન; ૧૧.
શુણી શાંત થયા પછી ઇશ, બોલ્યા નારદપ્રત્યે તે દીશ,
શ્રોતા સર્વના ચિત્તમાં રહે છે, વિષ્ણુ નારદપ્રત્યે કહે છે; ૧૨.

## શ્રી ભગવાનો વાચ.

પરમ પવિત્ર તું મારો ભક્ત, તુને માનશે આખું જક્ત,
કહે તારૂં મુને વૃતાંત, જેથી ભાંગે માહારી ભ્રાંત; ૧૩.
જે માંગે તે તુજને આપું, મારો દેહ કરીને સ્થાપું,
અતિ પ્રસંનથયો હું આજ, એવું પડીયું શું તુજ શિર કાજ. ૧૪
કેમ ચિત્ત થયું છે વ્યગ્ર. મુને સર્વ કહો તે શિઘ્ર,
શ્રમ શાને આવો કરો છો. કેમ ચિતે ચિંતા ધરો છો ૧૫
મારા ભક્તતા શંકટ ભાંગું, સુખ શય્યાથી સુતો જાગું,

તજી વિવિધ વિલાસ ને ખાવું, ભસે ભક્તનાં સંકટે જાવું. ૧૬
ભલા ભક્તની નહીં કોઇ તોલ, મુખે બોલ્યા શ્રીહરિ બોલ,
વળતી નારદે નામ્યું ત્યાં શીશ, કૃપા કરૂણાથી કરવી ઇશ. ૧૭
સુણો સર્વ મારૂં વૃતાંત, જેથી ભાંગે બધી મન ભ્રાંત,
પછી પ્રશ્ન નારદજી કરે, વિષ્ણુ વિવેકથી મન ધરે. ૧૮

॥ નારદોવાચ ॥

ઉપની ઇચ્છા મુને એક વાર, જોવું મૃત્યુ લોક નીરધાર
એવી ઇચ્છા ધરી હું ચાલ્યો, મૃત્યુ લોકનો મારગ ઝાલ્યો. ૧૯
જઇ જોયું મે જુક્તિથી ધારી, પ્રજા પીડા પામે છે ભારી,
જર પીડા તે ઝાઝી ખમે છે, દુઃખ દેખીને દેહ દમે છે. ૨૦
નાના પ્રકારના ક્લેશે જુક્ત, પ્રાણી કો નવ થાએ મુક્ત,
યોનિ વિવિધ પ્રકારની વિષે, પ્રાણી પરમ દરિદ્રી દીસે. ૨૧
પ્રાણી દુર્બળ ને છે દુઃખી, જન કોઇ નથી ત્યા સુખી,
આજ ઇલાજ કહો એવો આપ, ટળે કર્મ સંજોગના પાપ. ૨૨
થોડાં સાધને કરી સુખ થાય, એવો ઉપાય કહો જગરાય,
માયા ગુણમાં રચી પચી રહેલા, પ્રાણી પરમ દુખીઆ થએલા. ૨૩
એના કર્મ તણો કરો નાશ, મારા મનમાં છે એવી આશ,
સ્તુતિ મ્હારી શુણો નીજ કર્ણ, નહીં તો સદ્ય થાશે મ્હારૂં મર્ણ ૨૪
માટે મોટી કૃપા કરો ઇશ, વારંવાર તુને નામું શીશ,
જન ઝાઝાં ન જોવાય દુઃખી, એવું વદીઆ તે નારદ રૂખી ૨૫

શ્રી ભગવાનોવાચ

પુત્ર પ્રશ્ન તમારૂં સારૂં, હેતે હૈયા વિષે હું ધારૂં
લોક હિતના અર્થે એહ, પ્રશ્ન ભલું પુછ્યું તમે તેહ. ૨૬

પરમ પ્રશ્નથી એ સુખ થાય, માયા બંધથી તે છુટી જાય,
કહું કેવળ તેનો ઉપાય, પ્રાણી પરમ ગતિ પામી જાય. ૨૭
સુખે સાંભળો સાવધ થઇને, હેત હૈયા વિશે અતિ લઇને,
ત્રણ લોકના તારણ કાજે, ભલું પ્રશ્ન પુછયું તમે આજે. ૨૮
શુણ શાણા તું સ્નેહે કરીને, કથા કહું તે ચિત્ત ધરીને.
કહું વ્રતનું એહ વૃતાંત, જેથી ભાંગે તમારી ભ્રાંત. ૨૯
વૃત વેગે કરૂં પ્રકાશ, જેથી પોંચે તમારી આશ,
જાણો જરૂરથી તમે એહ, સત્યદેવનું વ્રત છે તેહ. ૩૦
એહ વ્રતે કરી તતકાળ, પામે સુખ સંપત્તિ ને બાળ
માગે મમતાથી મુજ પાસ, તેની પુરેપુરી પુરૂં આશ. ૩૧
સુખ સંપત્તિ ને વળી ભોગ, ટાળું નાના વિધના રોગ,
નહી જમ જાએ તેની ભાણી, એહ વ્રત કરે જેહ પ્રાણી. ૩૨
મારા ચરણ વિષે તેને રાખું, સત સત્ય હું મુખથી ભાખું,
કહેવા ભક્તોના કર્યા મેં કાજ, તેની કથા કહું તુને આજ. ૩૩

## નારદોવાચ રાગ હરિગીતછંદ

નારદ ત્યહાં નિરખી વળી પ્રશ્નો કરે જગરાયને,
કોણ પુરૂષને કરૂણા કરી એ વ્રત થકી શું થાયને;
વિવિધવિધીએ વર્ણવી સુકૃપા કરી મુજપર અતિ,
એ વ્રત તણો શું સાર છે તે કહો ઝટ કમળા રતિ. ૩૪
કોણ પક્ષ ને કોણ માસમાં દીવસ કિયો તે શુભ છે,
શુણવા મુખે સૌ આપને અભિપ્રાય મારો ખૂબ છે;
નક્ષત્ર નીરખી નેહથી એ વૃત વળી કોણે કર્યું,
શુ ફળ શોધ્યું સાધને જે રસીલું હૃદયે ઠર્યું. ૩૫

એ વ્રત તણી કોણ ગત સારી સાંભળે શું થાય છે,
જરૂર જોવું ઝડપથી દિન દેખતાં વહી જાય છે;
કોણ વખતને વળી તખત સારો આચરે આદરકરી,
હૈયાં વિષે મુજ હોંસ છે એ વિનતિ દો હૃદયે ધરી. ૩૬
આચર્યું આદર કરી ગતિ તે કોણ ઊંચો પામીયા,
જશ વધ્યો એથી જરૂર કોનો માન જગમા ઝાંમીયાં;
હું ખ્યાલ રાખું ખૂબ એનો ને દીનનેજ દયા કરૂં.
વળી સર્વને સુખ થાય માટે ભૂતળે ભમતો ફરૂં ૩૭

## રાગ ચાલુ શ્રી ભગવાનોવાચ

ભગવાન કહે છે ભાઇ, ભલે નારદ આવ્યો તું ધાઇ,
દેવ સત્યની કહું કથાય, શુણતાં પાતક સર્વે જાય ૩૮
એહ વ્રત છે સર્વથી શ્રેષ્ટ, નહીં આચરે તે પ્રાણી નેષ્ટ,
કથા શ્રવણ કીધું નહીં જેણે, ભારે ભૂમિ આ મારી તેણે. ૩૮
દુઃખ શોક એણે દુર થાય, ભવો ભવના તે પાતક જાય,
કહું વ્રત કરવાનો પ્રકાર, દીઠો દાવ ભલો આ વાર. ૪૦
પુત્ર પન્તી અને પરિવાર, આપુ હેત થકી નિરધાર,
મનવાંછિત ફળ એણે થાય,પ્રાણી પરમ ગતિ પામી જાય. ૪૧
વ્રત વેગે જે પુરૂષ આચરશે, ધ્યાન મારૂં હૃદયમાંધરશે,
જોઇ શુભ દીવસ નિરધાર, વ્રત કરવું એ વારંવાર; ૪૨.
શામીસાંજ ને સંધ્યાકાળ, વેગે વખત રહાવો મુજ બાળ,
આરંભ કરવો અતિ ઉમંગે,કામ ક્રોધને કરવો ભંગે; ૪૩.
ભલા બ્રાહ્મણોને બોલાવી, પ્રેમે પૂજન કરવું આવી,

દ્વિજ નામે છે મારૂં રૂપ, પરમ પ્યારા તે મુજને ખુબ; ૪૪.
ન્યાતજાત અને સગાંવ્હાલાં, મિત્ર મત્યે કરવા કાલાવાલા,
અતી આદર એઓને કરવા, ફળ ફોફળ આગળ ધરવા; ૪૫.
રંભા ફળ જે કેળાં કહેવાય, તે તો દેવને દુર્લભ થાય,
ખાંડ ખોળો ખરો ખપ કરી, નહીં તો નાચારીએ ગોળ ધરી ૪૬
આટો ઉત્તમ ઘઉંનો કહેવાય, તેથી પરમ પ્રસંન એ થાય,
શોધ્યો જડે નહીં જો એહ, લાવો લોટ તાંદુળનો તેહ; ૪૭.
સર્વ સવાયુ એ તો કહીએ, દુધ ઘૃત એની શાથે લહીએ,
પ્રસાદ પ્રેમે એનો કરવો, સ્વચ્છ જગામાં સુખે ધરવો; ૪૮.
એકકે ચિત્તે શ્રોતા સહીત, કથા શ્રવણ કરવી એ રીત,
થાય કથાની સમાપ્તિ જ્યારે, કરવું વિપ્રોનું પૂજન ત્યારે; ૪૯.
યથાશકિતએ દક્ષણાસાર, વક્તા કંઠે આરોપવો હાર,
મિત્ર બંધુ વર્ગ સહીત, બ્રહ્મ ભોજન કરવું એ રીત; ૫૦.
નાના વિધના વાજીત્રને ગીત, ગાવાં પ્રેમ શ્રદ્ધા સહીત,
તાન માનને મુદ્દાગત્ય, મુખે જપવા સદા સત્ય સત્ય; ૫૧.
સાર સરવે કહું છું હાવે, રખે દીલમાં તુ સંદેહ લાવે,
થયો વાદાર્થ તારે ને મારે, એમા સંદેહ તું ન વધારે; ૫૨.
તાપી તટ છે માહેરૂં ધામ, વારિ પુરવિશાળ જે ગામ,
જોષી ખડકી મધ્યે રહું છું, કથા સ્કંદ પુરાણની કહું છું; ૫૩.
શ્રોતા સર્વને નામુ શીશ, રખે મુજપર કરતા રીશ,
જન શ્રોતાનો હું છું દાસ, મારા મનમાં છે મોટી આશ; ૫૪.
કવિ કોઇએ ન દેશો ખોડ, હું તો રંક નથી તમ જોડ,
મુજ અલ્પ બુદ્ધિના પ્રમાણ, કથાપદ બંધે કીધો જાણ; ૫૫.

શંભુ સુતનો સુત હુ કહાવું, કથા પ્રસંગે જરૂર જાવું,
શુણો શ્રોતા એક ચિત્ત, કરો શ્રવણ આણીને પ્રીત; ૫૬.

## વિશ્રામ.

પ્રીત આણીને શ્રવણ કરજો, જેથી ભવ છુટાયરે,
શ્રી હરી કહે નારદને હવે, કથા પ્રસંગ કેમ થાયરે; ૫૭.

ઈતિ શ્રી સ્કંદપુરાણે રેવાખંડે વિપ્ર કાશીરામેણ રચિતે સત્યસ્તોત્ર તથા પ્રસંગે નારદ ભગવાન સંવાદો દ્વિતીયો અધ્યાય.

## અધ્યાય ૨ રાગ કલ્યાણ

નારદ વળતી ત્યાં કહે, શુણો હરિજનરે, ટેક
શ્રીપતિ તે સઘળું લહે, કહો ધન ધનરે. ટેક. ૧
હવે કથા કહો કૃપા કરી, શુણો૦ વીનતી વેગે ઉરે ધરી, કહો૦ ૨
કોણ પુરૂષને કરૂણા કરી, શુણો૦ કહો કથા તે મુજને ફરી ફરી, કહો૦ ૩
નામ નીશાની ને ગામ તે, શુણો૦ રેવાનું વળી કોણ ધામ તે, કહો૦ ૪
ફળ તેથી તે શું પામીયા, શુણો૦ કહો કીર્તિ વડે કેમ ઝામીયા, કહો૦ ૫
જાત જ્ઞાત કોણ એમની, શુણો૦ શી વ્યવસ્થા થઇ પછી તેમની, કહો૦ ૬
હવે ધૈર્ય મારૂં રંતું નથી, શુણો૦ કહો કરૂણાથી મુજને બધું કથી, કહો૦ ૭
લક્ષ્મિ પતિ ત્યારે કહે, શુણો૦ સહુ શ્રોતાના ચિત્ત વિષે રહે, કહો૦ ૮
કહું કાશી એવું ધામ છે, શુણો૦ મોઘી મુક્તિનો ત્યાં ઠામ છે, કહો૦ ૯
બ્રાહ્મણ એક એમાં રહે, શુણો૦ તે કષ્ટે કાયાને દહે, કહો૦ ૧૦
દીશે દળીદ્રી બહુ દખતાં, શુણો૦ પુર પામર છે એ પેખતાં, કહો ૧૧
સારી સાદડી નહીં મળે સાથમાં, શુણો૦ ધાતુપાત્ર તો ક્યાંથી હાથમાં, કહો. ૧૨

પુત્ર પત્ની તેથી દમે, શુણો૦ ઘરમાં નહીં તેથી ગમે, કહો૦ ૧૩
વેગે વિચાર ઉરે થયો, શુણો૦ તેથી ભીક્ષાને અર્થે ગયો, કહો૦ ૧૪
દંડ કમંડળ કર ધર્યું, શુણો૦ કર કપાળે ટીલક કર્યું, કહો૦ ૧૫
ઝોળી જેષ્ટિકા ને રળી, શુણો૦ વિચર્યા વાટે તે વળી, કહો૦ ૧૬
ભુલ્યા વાટ વિચારતાં, શુણો૦ દીલ મધ્યે દખી ધારતાં, કહો૦ ૧૭
જંગલ જોયું જરૂરથી, શુણો૦ જન કોઇ જોતાં તેમાં નથી, કહો૦ ૧૮
વાઘ વરૂ બોલે ઘણાં, શુણો૦ ભય પાંમે એમાં નહીં મણાં, કહો૦ ૧૯
ખાડી કોતર વાંકડે, શુણો૦ દ્રષ્ટે દીઠું એવું રાંકડે, કહો૦ ૨૦
ભારે ભય તેથી થયો, શુણો૦ ગુણવંતો ગભરાઇ ગયો, કહો૦ ૨૧
આકીન ઇશપર આવીયું, શુણો૦ તેથી દીલમાં દેવને ભાવીયું, કહો૦ ૨૨
દેવ દયાળુ છેઃ સદા, શુણો૦ છેહ છેતરી ન આપે કદા, કહો૦ ૨૩
દ્વિજ સર્વદા મારૂં રૂપ છે, શુણો૦ તે તો વ્હાલા મુજને ખૂબ છે, કહો૦ ૨૪
મમત એ મનમાં ધરી, શુણો૦ ચાલ્યા ચિત મધ્યે ચિંતા કરી, કહો૦ ૨૫
થયા બ્રાહ્મણ ભવગાંમેખથી, શુણો૦ ચાલ્યા ચતુરા ચંચળ વેગથી, કહો. ૨૬
દ્વાદશ તીલક શોભતું, શુણો૦ તે મધ્યે બીંદુ ઓપતું, કહો૦ ૨૭
રૂડી રૂદ્રાક્ષની માળા કરી, શુણો૦ તે કરસાહી કંઠે ધરી, કહો૦ ૨૮
બહુ પોથાં માર્યાં કાખમાં, શુણો૦ પીળા પીયા દીશે આંખામાં, કહો૦ ૨૯
નાસીકા તો નમી ઘણી, શુણો૦ નેત્રે નીરખે છે જેમ મણિ, કહો૦ ૩૦
મુખે મુળમાં દાંત મળે નહીં, શુણો૦ વદે વદને તે વેગે અહીં, કહો૦ ૩૧
કર્ણ કાળા તો લચી રહ્યા, શુણો૦ તે વચમાં વાળ પચી રહ્યા, કહો૦ ૩૨
ભમર બધી ભુરી થઇ, શુણો૦ જાણે ઊંમર આખી વહી ગઇ, કહો૦ ૩૩
ચાલે ચતુર અતિ વાંકડો, શુણો૦ ઉભો રહીને હાંકે ફાંકડો. કહો૦ ૩૪
જાણે દમ ઘણો ચાલતાં ચડે, શુણો૦ જુવો ગુણવંતો ગબડી પડે, કહો૦ ૩૫

જાણે જેષ્ટિકાથી અટકી રહ્યા,શુણો૦એવે વેશતે આવે છે વહચા, કહો૦ ૩૬
દ્વિજ દળી દ્રીપ્રત્યે બોલીઆ,શુણો૦નહીં દીલના પડદા ખોલીઆ, કહો ૩૭

## વૃદ્ધ બ્રાહ્મણો વાચ.

આ જંગલમા કેમ આવીયા,શુણો૦ કોઇને સાથે કેમ ન લાવીયા, કહો ૩૮
ક્યાંથી આવ્યાને કયાં જશો, શુણો૦ કોને મળી સુખીયાથશો, કહો૦ ૩૯
વેશે વૃતાંત બધો કહો, શુણો૦ ધૈર્યધરી હૃદયે રહો, કહો૦ ૪૦
બહુ દુર્બળ નિર્બળ કાય છે, શુણો૦ જાણે દીશે ખાવા ધાય છે, કહો૦ ૪૧
મુજ સખા કેમદુ:ખીઆ થયા,શુણો૦તુજ સુખ શરીરનાં કયાં ગયાં,કહો૪૨
એસો બહુ અહિંઆ છાય છે, શુણો૦ વાવાગ્નિ જેવો બહુ વાય છે, કહો. ૪૩
મુજને જળપાશો જરૂરથી,શુણો૦ મેં નીર કેથે નીરખ્યું નથી, કહો. ૪૪

## (કાશી પુરવાસી બ્રાહ્મણો વાચ.)

ત્યારે વિપ્ર તે બોલ્યો વેગથી શુણો સંતજીરે ટેક.
તુજ સરખો સાધુ કોનથી ઓમહંતજીરે. ટેક. ૪૫
મુ જ કર્મતણી હું કથા કહું, શુણો૦ અતિ ઉદાસી હું એથી રહું, ઓમ. ૪૬
દુ:ખદાળીદ્ર પીડે ઘણું શુણો૦, આત્મઘાત હવે શીઘ્રે કરૂં, ઓમ૦ ૪૭
મુજ પેટે પ્રજા છે ઘણી, શુણો. તેને નહિં મળેખાવા વાણી, ઓમ૦ ૪૮
મરવું એ થકી મારે યોગ્યછે, શુણો, જીવી જરૂર મારા ભોગછે, ઓમ. ૪૯
હવે કૃપા કરો કમળાપતિ, શુણો૦ મુજ શુદ્ધ કરો મનની મતિ, ઓમ. ૫૦
દુ:ખ દુનીયાંનું બહુ સહ્યું, શુણો૦ કેમ કષ્ટ તે સૌ જાએ કહ્યું, ૫૧
બહુ ભીક્ષાઅર્થે રોજે ભમું, શુણો૦ તેથી પુત્ર પત્નીને નહીં ગમું, ઓમ.૫૨
કુટુંબ કલેશો થાય છે, શુણો. ખરેખાત તે ખાવા ધાય છે, ઓમ૦ ૫૩
તિરસ્કાર બહુ તીખા લહું, શુણો. હું કષ્ટ એવાંબધાં ક્યાં કહું, ઓમ. ૫૪
અહીં ઇજ્જત મારી નહીં મળે,શુણો.સાર શોધ્યા મુજને નહીં જડે, ઓમ.૫૫

વૈરાગ આવ્યો મુને વેગથી, શુણો. છોડયો સઘળો ભવ મે ભેખથી, આમ. ૫૬
કોઇ નિર્ધનને નિરખે નહીં, શુણો. કોઈ પ્રેમધરી પેખે નહીં, આમ. ૫૭
નિર્ધન કોઇ કરશે ન્યાય જો, શુણો. તેતો સઘળો વ્યર્થજ જાયજો, આમ. ૫૮
નિર્ધન જાયે ન્યાતમાં, શુણો. ગણે તેને કનિષ્ટના સાથમાં, આમ. ૫૯
ધની મૂર્ખજ જો ઝાઝો રહે, શુણો. ડાહ્યા શહુ તેને જગમાં કહે, આમ. ૬૦
મુજ જીવતરને ધિક્કાર છે, શુણો. માટે મૃત્યુ ઉપર મુજ પ્યાર છે, આમ. ૬૧

## વૃદ્ધ બ્રાહ્મણો વાચ.

વૃદ્ધ વિપ્રજ વળતી ત્યાં કહે, શુણો હરિજનરે ટેક
મુજ ઉપાય તું ઉરમાં લહે, કહો ધન ધનરે. ટેક. ૬૨
સેવો સત્ય નારાયણ પ્રેમથી, શુણો. એવો દેવ બીજો દીઠો નથી, કહો. ૬૩
સેવંતાં સુખ સઘળું થશે, શુણો. દુ:ખદાળી દ્રસઘજ ન્હાસશે. કહો. ૬૪
એમે પ્રસંગ બધો કહ્યો, શુણો૦ ગુણવંતો તે ગોખી રહ્યો, કહો૦ ૬૫
ભાખીએ સઘળું વિવેકથી, શુણો૦ પ્રભુ વહીં ગયા બહુ વેગથી, કહો૦ ૬૬
દ્વિજ નહીં દીઠે દિલગીર થયો, શુણો૦ તેની સોધ લેવા સઘળે ગયો, કહો. ૬૭
ધારી ધારીને જોયું જરૂરથી, શુણો૦ ત્યારે જાણ્યું કે ત્યાં કે યે નથી, કહો. ૬૮

## વિશ્રામ

ધારી જોયું જરૂરથી, નહીં નિરખ્યા નરહરિરાયરે,
સુત કહે શૌનિકને, હવે એ કથા પ્રસંગ કેમ થાયરે. ૬૯

ઈતિ શ્રી સ્કંદ પુરાણે રેવાખંડે વિપ્ર કાશીરામેણ રચિતે ભગવાન દ્વિજ રૂપ ધારણોદુ:ખી બ્રાહ્મણ સમાગમો-નામ તૃતિયો અધ્યાય.

## અધ્યાય ૩ રાગ આશાવરી સુતોવાચ

સુત કહે શૌનિકને, નૈમિશારણ્ય મોજાર,

ભગવાન કહે નારદને, સ્વર્ગ સદન નિરધાર. ૧
જે કથા હું તુજને કહું તે, શુણો શ્રોતાજંન;
પ્રીત ધરી પ્રેમે કહું તે, શુણજો ધરીને મંન. ૨
સરસ્વતી સુખ ધામ મારી, હું છું તારો દાસ,
મુજ ઉર ઉમંગ ઉપન્યો, તે પુરજો મારી આશ. ૩
વિચાર વેગે ઉપન્યો, મુજ હૃદય ફેરી માંહે,
હળધરૂ હરખે ગયો, હું શીવા સુતને ત્યાંય. ૪
કરૂણાંકરની કૃપા હવી, તેથી ન લાગી વાર,
કથા કાંધી પદબંધે, સત્યદેવની સાર. ૫
જ્ઞાની ગુણીયલ છું નહીં, રૂપ નહીં મુજ રંગ,
શાલ ઓગણીશ છત્રીશમાં, મેં કીધો કવિનો સંગ. ૬
નર્મદાને નિરખી નમું, ને વંદુ વારંવાર,
તુજ વાસ થાજો વૈકુંઠમાં, મુખે માંગું એહ નિરધાર. ૭
હવે કથા કહું મૂળની તે, શુણો શ્રોતાજંન,
દલગીર દીલે થશો નહીં, મમતાએ રાખોમંન. ૮
શ્રી કૃષ્ણજીએ કરૂણા કરી, જાણી પોતાનો તંન,
દુઃખી દીસે દેહ મારો, એમ વિચાર્યું પોતે મન. ૯
ભેખ લીધો બ્રાહ્મણનો, તે મલ્યા વિપ્રને વાટે,
વ્રતની શાહુ ગત કહી, તું કરજે આવે ઘાટે. ૧૦
વીનવી વેગે કહી, અંતરધાન થયા ભીડભંજન,
ત્યારપછી જે નીપન્યું તે શુણો શ્રોતાજંન. ૧૧
પેલો દ્વિજ સઘળે દાડો વલ્યો, નહીં લાધી વિપ્રની ભાળ,
મુને મુકતાં દયા નહીં, કહે હું છું તારો બાળ. ૧૨

માર્ગે શોધું મલપતો, હું જાઊં માહારે ઘેર,
વૃદ્ધ બ્રાહ્મણે જે કહ્યું, તે આચરૂં રૂડી પેર. ૧૩
એમ કહી વનથી વલ્યો, ઉમંગ અતિ મન માંહે;
ઘેર પોતાને પોંચીયો, શુ કીધું તેણે ત્યાં હે. ૧૪.
નિશાએ નિંદ્રા નહી, નહી અન્ન જળ ભોજંન,
સત્ય બોલે સાધવી, છે વ્રત ઉપર મંન. ૧૫
સ્વર કુકડાના શુણીને, કીધું દંત ધાવંન
સ્નાન સંધ્યા પ્રેમે કરી, તે સૂર્ય પુજે ધન્ય. ૧૬.
તિલક છાપા બહુ કર્યા , કંઠે ધરી તુળસીની માળ,
ધ્યાન ધર્યું હ્રદય વિષે, કહે હું છું તારો બાળ. ૧૭.
એમ કહીને નીમ લીધો. વ્રત કરવું આજ,
દ્વાદશીનો દિન છે, હું જાઊં ભિક્ષાકાજ. ૧૮.
જે મળે મુષ્ટિ અન્ન મુજને, તે અર્પું ત્હારે શરણ,
વિવિધ પેરે વ્રત આચરૂં પછી લાગું ત્હારે ચરણ. ૧૯.
એમ કહીને ચાલીયો તે ઊત્તર પંથે જાય,
માર્ગ મેલે મલપતો, શુભ શુકન બહુ થાય. ૨૦.
એક વિપ્ર મલ્યો વેગ શું, તે પુજન અર્થે જાય,
ગાય ગુણવંતી ખરી, બહુ ચારાના સ્વર થાય. ૨૧.
ઘડીયાળાંને ઘંટનો, ત્યાં ઘોર શબ્દ સંભળાય,
મણિધરે ફણા કરીને, મૃગો ડાબાં જાય. ૨૨.
ઘનઘટા શીતલ થઇ, બહુ પવન ઠંડો વાય,
એ રીતે ઉમંગમાં, દ્વિજ ભિક્ષા અર્થે જાય. ૨૩.
નગર એક નીર્ખ્યું સહી, દ્વિજ પ્રવેસ્યા નીરધાર,

ઉભા જઇ ઊમંગમાં, એક ગ્રહસ્થ ફેરે દ્વાર. ૨૪.
ઇશ્વર સત્વર ઊતર્યા, સદગૃહસ્થ ફેરે ચિત્ત,
પ્રેમપૂર્વક આપીયું, સુ વાણું સાથે વિત્ત. ૨૫.
દ્વિજ દેખીને હરખ્યો ઘણું, શી કહું તેની પેર,
દ્રવ્ય લઇ ત્યાંથી પરવર્યો, ગુણવંત આવ્યો ઘેર. ૨૬.
સગાં સર્વ ભેળાં કરી, ત્યાં મિત્ર વર્ગ અનેક,
પૂજ્ય વર્ગ પધારીઆ, દ્વિજ ચિત્તમાં શુભ ટેક. ૨૭.
ગંગા જળે લોટા ભર્યા, સત્ય દેવ પુજવા કાજ,
પાકશાળા પેખી ભલી, મુખ વર્ણવું શું આજ. ૨૮.
વિપ્રો અનેક ત્યાં આવીયા, બહુ હરખ ધરી મન માંહિ,
અતિ આદર દીધાં આવતા, સહુ બેઠા સામાં ત્યાંહિ. ૨૯.
વૃદ્ધ વિપ્ર એક એમાં ખરો, તે વિદ્યાએ અતિ શૂર,
ચઉદ વિદ્યાને ચોસેટ કલા, જેમ ચ્હડે સાગર પૂર. ૩૦.
પુજાની સામગ્રી સર્વે, કરી તત્પર સાર,
વૃદ્ધ વિપ્ર ત્યાં વકતા થયા, શી શોભા કહું તે વાર. ૩૧.
બહુ કેળના ત્યાં સ્તંભ દીસે, જાણે બાગ છે ગુલજાર,
ચિત્રને વિચિત્ર એમાં, શોભાનો નહીં પાર. ૩૨.
સાથીયા શોભે ઘણા, તે લીલે પીળે રંગ,
પાટ પરમજ ઢાળીયા, આસનીયાં શું સંગ. ૩૩.
શ્રીફળ ફોફળ શોભતાં, તાંબુળ તીખાં સાર,
કદળીનાં ફેળાં ભલાં, લાવતાં ન લાગી વાર. ૩૪.
શર્કરા શોભે ભલી, તે રાખી રકેબી માંહિ,
મધ મોઘા મૂલનું, તે પેખું પ્રેમે ત્યાંહિ. ૩૫.

દૂધ દુર્ગા ગાયનું, દાધ ઘૃત તે શું સાર,
અખંડ દીપક ઘૃતતણા, ઝડપે જળે આવાર. ૩૬
શેરડી સેંઠા ભલા, જમરૂખ જાંબુ આજ,
દ્રાક્ષ ને દાડેમ ઘણા, તે આણ્યા ઈશ્વર કાજ. ૩૭
સંતરાં સારાં ઘણાં તે નાનાં મોટાં દેખ,
પ્રસાદહે તે જે કર્યો, તેમાં છે ઘણો વિવેક. ૩૮
ગુલાબ ગુણવંતા ઘણાં, તે ધર્યા છાબની માંય,
ચંપો ચંપેલી મુકીઆં, ને કરણ લાવ્યા ત્યાંય. ૩૯
દરોઇ દાડી લાવીયો, તે સાથ બિલ્વી પત્ર,
તુળસી તોડી ઘણી, એ કહીયે પરમ પવિત્ર. ૪૦
ઉમંગ અતી ઉર વિષે, તે દ્વિજ કરે ચિત્ત,
ઉદાર અતીશે થયો, તે વાપરે બહુ વિત્ત. ૪૧
પ્રસાદ તો પ્રેમે કર્યો, વૃદ્ધ વિપ્રે કહેલો તેમ,
સામગ્રી સરવે કરી, જે મળે માગે જેમ. ૪૨
શ્રોતા સહુ શ્રવણે ધરે, વૃદ્ધ વિપ્ર વાંચે જેહ,
પરમ પ્રીતિ ઉપજે, પવિત્ર થાએ દેહ. ૪૩
ઇહ લોક ને પરલોકના, દલદરો કાપે દેવ,
તે માટે શ્રોતા સહુ, ચિત્ત ધરી કરજો સેવ. ૪૪
આકીન રાખો આજ તો, પુત્ર પત્નિ આપે એહ,
દ્રવ્ય આપે દેખતાં, સુંદર શોભે દેહ. ૪૫
મુક્તિ મોંઘાં મુલની, નહીં કહીયે તેની તોલ,
શ્રોતા જન સરવે કહો, સત્યદેવ સારો બોલ. ૪૬
વખત વહયો જાય છે, શું સાર છે સંસાર,

મુખ ખ્યાલમાં ખોશો નહીં, જન્મ જે નીરધાર. ૪૭
પતંગ પ્યારો પેખજો, બહુ ભમે ભૂતળ માંહે,
દીપકને દખી કરી, કાયા તુર્ત ત્યાગે ત્યાંહે. ૪૮
મુક્તિ આપે એહને, જો સત્યે ખોચે પ્રાણ,
મનુષ્ય મમતા પરહરો, એ દેવ દુર્લભ જાણ. ૪૯
પ્રલ્હાદ પ્રેમે બાઝીયો, લોહ સ્થંભ ઉષ્ણ જેહ,
સત્ય જોયું સાધવી, નહીં પણ ખોયું તેહ. ૫૦
પાંડવોની પાસે રહ્યા, દુઃખ દેહ ખમ્યા અપાર,
ભીડ એની ભાંગીને, દીધું સુખ અપાર. ૫૧
સાધુ સર્વે થાયે તેણે, નથી મળતા રામ,
આપ કરી ખોળે ઘણા, તે પ્રેમે પેખે દામ. ૫૨
મમતા ને માયા તજે, કરે પાંચે ઇંદ્રિ ત્યાજ,
મોહ મુકે મુળથી તો, આવે દેહને કાજ. ૫૩
પાહન તજે સો જાતના, નહીં કરે રેવા ઠામ,
સૃષ્ટિને સેવે નહીં તો, સાધુ એનું નામ. ૫૪
પરસ્ત્રી પેખે નહીં, જે સાધુ હોચે સાર,
ભલું ને ભુંડું નહીં, મન ગણે સર્વ સમાન. ૫૫
પરસ્ત્રી પ્યારી કરીને, રમે તેહસું રંગ,
વેશ્યાની યારી કરીને, કરે તેહનો સંગ. ૫૬
પુરૂષ એહેવા પેખીયા, જેની દુરાચરણી દેહ,
નરકનો નિવાસ કીધો, દંડ દીધો એહ. ૫૭
હવે શ્રોતા સહુ શ્રવણે ધરો, વળી કહે વક્તા ત્યાંય,
સત્ય કથા તો છે ઘણી, તે અન્ય પુરાણ માંય. ૫૮

સર્વે મુકો મુખથી પણ, જપો જેમ તેમ નાથ,
જાશે જન્મ જરૂરથી, નહીં કોડી આવે હાથ. ૫૯
હવે પૂર્વની કથા કહું, તે શુણો શ્રોતા જંન,
વૃદ્ધ વિપ્ર જે વકતા કહે, તે શુણીને કહે ધન્ય. ૬૦

## વિશ્રામ

શુણીને કહે ધન્ય સર્વે, સાંભળો શ્રોતા જંનરે,
શ્રવણ કરો ચિત્તથી, તો દેહને ધંન ધંનરે. ૬૧

ઇતિ શ્રી સ્કંદ પુરાણે રેવાખંડે સત્યસ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે દરિદ્રી બ્રાહ્મણ વ્રત ધારણો નામ ચતુર્થો અધ્યાય.

## અધ્યાય ૪ રાગ આશાવરી.

દ્વિજ દેખતાં સહુ બોલીયા, સંતોષ પામ્યું મુજ મંન,
પરમ હું પાવન થયો, કથા શુણી તે ધન્ય. ૧
પછે આરતી ઉતારીને, પુષ્પ મંત્રે જે સાર,
પ્રસાદ પ્રેમે વેંચીયો, સહુ શ્રોતાને તેણી વાર. ૨
અન્ય બ્રાહ્મણોને પુજ્યા, તેણે પ્રેમ ધરીઆવાર,
પૂજ્ય વર્ગને પ્રેમ શું, બહુ આપી દક્ષિણા સાર, ૩
કથા અંતે ભોજને, કુટંબ સહિત દ્વિજ જાય,
પંક્તિયે ભોજન કર્યું, તાં વેદના સ્વર થાય. ૪.
ભોજંન કીધાં ભાવશું, મુખવાસ તાંબુળ સાર,
સોપારીશે વર્ધના, તે બીડાંમાં બરાશ. ૫.
વીસર્જન સભા થઇ, ગુણવંત ચાલ્યા ઘેર,

દ્વિજ દળીદ્રીનું શું થયું, તે શ્રોતા શુણજો પેર. ૬.
એહ વ્રતના પ્રતાપથી, હોંસે હર્ખ્યા દેવ,
ચતુરા ચિત્ત ધરી કરી, ફરી ફરી કરજો સેવ. ૭.
વૈભવ વિપ્ર પામીયા, તે શુણો શ્રોતા આજ,
કૃષ્ણની કરૂણા થઈ, તો ભલું ભોગવે રાજ. ૮.
મેલ એક બનવરીયા, તે પોતેરે વાકાજ,
શોભા તેની શી કહું. વર્ણી ન જાએ આજ. ૯.
બહુ બારીને તો બારણા, માંહે જાળીનો નહીં પાર,
દાદરો તો દીઠા ભલા, તે મેડે ચડવા કાજ. ૧૦.
પલંગ પેખો પ્રેમથી, તે દીસે રાતો ચોળ,
મેના પોપટ પુતળી, મોર બોલે મધુરા બોલ. ૧૧.
તળાઇ તકીયા તોરણો, તે દીશે નાના રંગ,
ઝુંમરો ઝુલે ઘણાં, તે જડીત હીરા શંગ. ૧૨.
જાજમો જોઈતી કરી, તે જોઇ એ જેપે ઠામ,
લોકો માગે લાડથી, લેઇ જાય આખું ગામ. ૧૩.
એક ત્રીજોરીના ઓરડો, તે ભર્યો દ્રવ્યે ત્યાં હે,
વર્ણું વીમુખ શું કહું, મુજ એક રસના આંહે. ૧૪.
હીંચોળા ને ખાટ સારા, તેના મોઘાં મૂલ,
પ્રીતિ વાધે પેખતાં, તે ઊપર ધરીયાં ફુલ, ૧૫.
શાંકળો સોહામણી, તે નાની મોટી એહ,
પીત્તળે એ પેખીયે, ઘૂઘરીયાળી તેહ. ૧૬.
રેશમની રૂડી દોરીઓ, તે ફુમતાં શાથે દેખ,
ઝોળાએ ઝુકી રહી, શું ફરો કર્મની રેખ. ૧૭.

શરીર સારૂં શોભતું, નહી દેહ વિષે રોગ,
નાના વિધના ભોગવે, વૈભવ સાથે ભોગ. ૧૮
બહુ દાસ દાસી એહને, તે કરે કહેલાં કામ,
ઘોડા ને ગાડી ભલી, તે લીધાં ઝાઝે દામ ૧૯
એ રીતે વૈભવ મલ્યો, દ્વિજ હર્ખ્યો દીલ માંય,
માસે માસે વ્રત કરે, સુખ દેખતાં દ્વિજ ત્યાંય. ૨૦
કીર્તિ તો કહીએ ઘણી, ને મળી મોટમ આજ,
કર્તાની કૃતિ જુવો, એમ કરે ભક્તોના કાજ. ૨૧
નારદને શ્રી કૃષ્ણે કહ્યો, એ કથા પરમ પાવંન,
તવ નમી નારદ બોલીયા, શીતળ થયું મુજ મંન. ૨૨
પ્યાર વધ્યો પરમ મૂજને, હજુ કથા શુણવા મંન,
હસી હરિ મુખ બોલીઆ, ભલો ભક્ત તું ધન ધન્ય. ૨૩
કૃષ્ણ મુખ કથા કહે, તે શુણે નારદ રાય,
સુત શૌનિકને કહે, તે શુણતાં દીન જાય. ૨૪
કથાનો પ્રસંગ કહ્યો, મેં પ્રેમ પૂર્વક આંહે,
મુજ દ્વારિકા જાવું સહી, અતિ કાળ મુજને થાય. ૨૫
ત્યારે શૌનિક બોલીઆ, શુણો સ્વામી મારી વાત,
સાર સર્વ મુજને કહો, હું ગણું છું તમને તાત. ૨૬
સુત ત્યારે બોલીઆ, સાંભળો શૌનિક વાત,
કથા હું તમને કહું, તે શુણી થશો રળિયાત. ૨૭
પરમારથ ધારી પેખું છું, તુજ દેહ પવિત્ર થાવા,
તુજ ઉર ઉમંગ ઉપન્યો, તે વેગે વૈકુંઠ જાવા. ૨૮
રસના તો રસીલી કહીએ, હરિ ગુણ ગાવા કાજ,

નયને નીખિ દખીએ, હરિ દર્શન કરવા આજ. ૨૯
ચતુરા ચરણે ચાલીને, તીરથ કરીચે સાર,
વેગથી વૈકુંઠે જાતા, શાની લાગે વાર. ૩૦
કૃપા કરીને કર્ણ તો, આપ્યા જે શુણવા કાજ,
કથન તજીને કથા તેનો, ઉપયોગ કરવો આજ. ૩૧
અવતાર આ આવે નહીં, ફરી ફરી મનશા દેહ,
તનનું તત્વ જાય ત્યારે, ખરેખાત ઊડશે એહ. ૩૨
અવતાર લઇ આ અવનીમાં, બહુ મનુષ્યો અફળાય,
ભોગ ભલા ભોગવે, તેથી અંતે નરકે જાય. ૩૩
શૌનિક વળતી ઓચરે, સાંભળો સુત મહારાજ,
ત્યાર પછી જે નીપન્યું, તે કૃપા કરી કહો આજ. ૩૪
શાંત થઇ શ્રોતા તમે, શુણજો એકે મંન,
માસે માસે કથા કરે, એહ દ્વિજ ફેરો તંન. ૩૫
એક દીવશ શુભ યોગ જોઇને, વ્રત કરે એ વિપ્ર,
કર્મ અનુસારે ત્યાં ગયો, એક કઠિયારો શિઘ્ર. ૩૬

## વિશ્રામ.

કઠીયારો ફરતો આવીયો, વ્રત વિપ્ર કરે ત્યાંયરે,
શિરનો ભાર ઉતારીને, તે ગયો, વિપ્ર ઘર માંયરે ૩૭

ઈતિ શ્રી સ્કંદ પુરાણે રેવાખંડે સત્યસ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે દ્વિજ દલીદ્ર નાશનો નામ પંચમો અધ્યાય.

## અધ્યાય ૫ રાગ ધંન્યાશ્રી

સુત શૌનિક પ્રત્યે કહે છે, શ્રોતા સર્વના ચિત્તમાં રહે છે,

સુણો સાર કથાનો આજ, દેહ સાધન અર્થને કાજ. ૧
શુણ જ્ઞાન કહું તે પ્રકાશી, દ્વિજોને મિષારણ્યના વાસી,
પુછે નારદ નામીને શીષ, કૃપા કરી કથા કહો ઇશ. ૨
વગતી વાક્ય વદે ભગવાન, તે તું સાંભળ નારદ જ્ઞાન,
વર્ણાશ્રમ ને કુળાચાર, નેહ કામ ધર્મ જે સાર. ૩
નેહ કર્મ ધર્મ આચરવા, જ્ઞાને આત્માને શુદ્ધ કરવા,
વિષયના આચરણ છે જેહ, જોઇ વૈરાગ આણવો તેહ. ૪
સંસાર થકી તો ઓસરવું, ચિત્ત મારે વિષે દ્રઢ કરવું,
પ્રીત કરશે મમ સાથે પ્રાણી, ભવસાગર તરવા જાણી. ૫
ઉપાય સકળને તો છાડી, પુરી પ્રીતિ હુ સાથે માંડી,
જે જન હુ સાથે પ્રીતિ લગાવે, મંન વૈરાગ તેહને આવે. ૬
માયા સંસારની તો ત્રુટે, ત્યારે વિષયારસથી છુટે;
ત્યારે ભવદુઃખ તેના વામે, પછે મહારા સ્વરૂપને પામે. ૭.
સ્વાદ ઈંદ્રિ મનોહર જેહ, સહુ નિષ્ફલ જાણવી તેહ,
પ્રવૃત્તિ માર્ગને તજશે, જનનિ વૃત્તિએ મુને ભજશે. ૮.
માહારૂં રૂપ તે પામે પ્રાણી, સત્ય સત્ય વદું છું વાણી,
પ્રવૃત્તિ માર્ગ જે શૂળ, એ છે દુઃખ દાળીદ્રનુ મૂળ. ૯.
જે જન પ્રવૃતિને આશ્રય થાશે. તે જન વિષયાથી નરકે પચાશે,
તે માટે વિષયા નવ કરવું, આત્મજ્ઞાન રૂદેમાં ધરવું. ૧૦.
દેહ ધારીને ઈંદ્રિદમંન, ભાવે કરવું મુજ ભજંન,
મુને ભજજો વૈરાગ આણી, પરમેશ્વર રૂપને જાણી. ૧૧.
અચરાચર મારૂં સ્વરૂપ, એમ બોલ્યા તે વૈકુંઠ ભૂપ,
ગ્રહસ્થ હોય ઘણો જન જેહ, સ્ત્રી પુત્ર માયાવશ તેહ. ૧૨.

તેણે સર્વથી ઉદાસી રહેવું, હરિ નામ રૂદમાં ગ્રહેવું,
જેમ કમળ જળને સંગ, અંબુજ અડે નહીં એ કે અંગ. ૧૩.
તેમ રાખવી સ્વજન સું પ્રીત, જેમ અંબુ જઉદકની રીત,
દેહ મિથ્યા જાણવી માયા, એ અસ્થિર છે સહુ કાંયા. ૧૪.
સત્ય સેવે માયા વિસારે, તો તોશારણ્ સદા રહે મારે,
સેવા સદ્ ગુરૂની તો કરીએ, મન મધ્યે માયા નવ ધરીએ. ૧૫.
એથી સકળ પદાર્થનું સુખ, જેથી ભાંગે ભવોભવ દુઃખ,
ભક્તિ ભાવે ભુધરની કરવી, સ્નાન દાનને સેવા આચરવી. ૧૬.
માહારૂં સ્મરણ નીરંતર કરશે, તે જન ભવસાગરથી તરશે,
ભાવે ભજો શારીંગ પાણી, દેહ દુર્લભનુ મૃત્યુ જાણી. ૧૭.
સંસારથી રહે જો અળગા, મુજ નામને રહે જો વળગ્યા,
વિષયારસને કહાડી મૂકો, પ્રાણી ચતુર થઇ કેમ ચૂકો. ૧૮.
ભાવે કરજો મારૂં ભજંન, દેહ દુર્લભનું તો સાધંન,
જન અહંકાર ધરે અતિ મંન, જાણેહુ સરખો નહીં જંન. ૧૯.
મુર્ખ મમતા રાખે છે ઝાઝી, ખોટા ખેલથી ખુવે છે બાજી,
પ્રાણી અધર્મીની સંગત કરશે, તેનો લક્ષ ચોર્યાશીમાં ફરશે. ૨૦
કથા શુણવાનું છે તુને મંન, તુજ દેહને છે ધન ધંન,
મૂળ કથા કહું તે હુ આજ, મૃત્યુ લોકના સુખને કાજ. ૨૧.
ગયો ઘરમાં કઠીયારો જ્યારે, વિપ્રે દીઠો તેહને ત્યારે,
અતિ આ દરસન્માન દીધું, કેમ આવવું અહીંયાં કીધુ. ૨૨.
જાત ન્યાત છે કોણ તમારી, દુઃખી દીસે છે કાયા સારી;
બિંદુ પ્રસ્વેદના અતિ અંગે, કાયા કોમળ પણ નહીં રંગે. ૨૩.
એવું શુણીને કઠીયારો કહે છે, ઉર મારામાં ઇશ્વર રહે છે,

સ્વર શુણ્યો મેં જયજય કર્ણ, શિર ભાર પછાડયો મેં ધર્ણ. ૨૪
હું છું કઠીયારાની જાત, મહાં મહેનતે મેળવું ભાત,
ઉપની કલ્પના મુજને આજ, આવ્યો હરિ દર્શનને કાજ, ૨૫.
ધનધંન આ જન્મ તમ રો, આજ દીઠો મેં અવસર સારો,
રચના રૂડી મેં દોડી ઝાઝી, જાણેજીત્યા છો સંસારબાજી.૨૬.
વ્રત આચર્યું છે કાંઈ સારૂં, મારા હૃદય વિષે હું ધારૂં,
જુકિત ભલી જોઇ આણે ઠામ, શ્રવણ કરે છે આખું ગામ. ૨૭.
કોણ દેવ આરાધો આજ, ધાર્યું શુ છે મંનમાં કાજ,
કોઇ દેવની દીસે છે મેર, સુખ સંપત્તિ છે તુજ ઘેર. ૨૮.
કોણ ન્યાતને જાત તમારી, આજ ઉમંગ દીસે છે ભારી,
વક્તા વાંચે છે વેગે કથાય, ખુબ ખુશ્બોથી પવંન વાય. ૨૯.
દીપક બળતા દીસે છે ઘણા, રંગમંડપમાં નહી મણા,
પુષ્પ પ્યારા ને જટા ઝુલે. શોભા શી કહું ઉપર ફુલે. ૩૦.
સાર શુણવા એ મુજને આશ, મુને જાણજો આપનો દાસ,
ત્યારે વિપ્ર બોલ્યો તેણીવાર, મુને ઉપન્યો છે અતિ પ્યાર. ૩૧.
મુજ બન્યું જેહ વૃત્તાંત, શુણો સાર તો ભાંગે ભ્રાંત,
ભિક્ષુક બ્રાહ્મણ હું છો જ્ઞાતે, દુઃખી દળીદ્રી હતો જાતે. ૩૨.
મુજ દીલપર વસ્ત્ર ન એક, અટક્યું અનાજ વિના છેક,
ભિક્ષા અર્થે ગયો હું ભમતો, વાટે વિપ્ર મલ્યો મન ગમતો. ૩૩.
તેણે કહયો કથાનો પ્રસંગ, કહે આચર જે અતિ રંગ,
કરજે આરાધન તું ઇશ, પ્રીતે પ્રણમી નામ જે શીષ. ૩૪.
સત્યદેવ સાચો છે આપ, ટાળે દુઃખ દાળીદ્રને પાપ,
ધન ધાન્ય અને ઘર સૂત્ર, પ્રેમે આપે પત્નીને પુત્ર. ૩૫.

સકળ રિદ્ધી એણે આપી, મુજ દુઃખ દાળીદ્ર કાપી,
બન્યો એહ છે મારો બનાવ, સાહી સાગર તરવાને નાવ. ૩૬.
બેસી કથાનો શુણ્યો સાર, હેત કરી હૈયાં વિષે ધાર,
બેઠો કઠીયારો નામીને શિષ, કહે કૃપા કરજે તુ ઇશ, ૩૭.
થઇ કથાની સમાપ્તિ જ્યારે, શિષ નામે શ્રોતા સહુ ત્યારે,
કરી આરતી અતિ ઉમંગે, વર્તે નાના વિધના રંગે. ૩૮.
ત્યારે કઠીયારો મનમાં વિચારે, વ્રત કરવા વેગે મન ધારે,
કાંઇ દ્રવ્ય નથી મુજ પાંસે, એહ વ્રતતો કહી પેરે થાશે. ૩૯-
વ્રત કરવું જરૂરથી એહ, નહીં તો ત્યાગું હું મ્હારો દેહ,
કરી કલ્પના કાષ્ટને વેચું, રૂડી રસીયો નાવની ખેંચુ. ૪૦
શિર ભાર ઉપાડું હું આજ, સત્યદેવને પૂજવા કાજ,
નહીં ઊંચ નીચ કે રાજ, કરૂં મજુરી અહને કાજ. ૪૧
સોઘાં મુલે મજુરીએ જાવું, દ્રવ્ય અધર્મે નાહી મેળાવું,
થોડા સાધને કરી વ્રત કરવું, ત્યારપછી ઉમંગમાં ફરવું. ૪૨
એવો નીમ લીધો મન માંહે, શ્રોતા શુણજો શરવે આંહે,
આપ્યો પ્રસાદતે પ્રેમે લીધો, શિરપર ચડાવી પ્રાશન કીધો. ૪૩
જળ પીને તે આજ્ઞા માંગી, જાણે મન સાથે થયો છે ત્યાગી,
સર્વ શ્રોતાને તે શીષ નામી, ચાલ્યો કઠિયારો મહા મોહ પામી. ૪૪
મુખ જપતો જાય સત્ય સત્ય, ગુણવંતા તું જાણજે ગત્ય,
કાષ્ટ ભાર લીધો પેલો શીષ, ત્યારે વિચાર્યું પોતે ઇશ. ૪૫
હું પે પ્રીતિ છે એની ઘણી, શાહે કરૂં હું એહજ તણી,
જોઉં સત્ય હું એનું આજ, નિશ્ચે કરવું એહનું કાજ. ૪૬
થોડું દ્રવ્ય આપી નીતિ જોઉં, ચાલે સત્યે તો દળદર ખોઉં,

રુંપે પ્રીતિ જો પુરી મેળાવે, દુ:ખ એને સ્વપ્ને નહીં આવે. ૪૭
એમ વિચાર્યું વૈકુંઠરાયે, કથા પ્રસંગ શી પેરે થાયે,
વેશ વેપારીનો ભલો લીધો, માર્ગ મધ્યે મુકામજ કીધો. ૪૮
સંગ ચાકર નોકર દાસ, જન સર્વ કરે તેની આશ,
ઘોડા ઘણા ને સાથે ઊંટ, બળે બાધ્યાં મારીને ખુંટ. ૪૯
એવે આવ્યો કઠીયારો બીચારો, તેના શિરપર કાષ્ટનો ભારો,
દેખી કઠિયારાને એમ કહે છે, શિર કાષ્ટનું તું શું લે છે. ૫૦
સુણી કઠીયારો બોલ્યો સાર, એહ કાષ્ટનો છે ઘણો ભાર,
મૂલે મોઘાં એ પડશે તમને, નહીં દામ અપાય એના અમને ૫૧
ત્યારે વેપારી ખડ ખડ હસ્યા, કાષ્ટ સારાં છે મુજ મન વસ્યા.
દામ આપું તુને મુખ માગ્યુ, વેગે વેપારંયે એમ ભાખ્યું, ૫૨
દામ દ્વિગુણ આપ્યું તે જ્યારે, પ્રસન્ન થયો કઠીયારો ત્યારે,
કાષ્ટ ભાર હતો જે શિર, ખુબ ખુશીથી નાખ્યો વીર. ૫૩
રજા માંગીને ત્યાથી ચાલ્યો, નગર નીરખીને મારગ ઝાલ્યો,
જઈ નગરમા ઉભો હાટે, સર્વ સામગ્રી લેવા માટે. ૫૪
ફુળ ફોફળ સાથે ધુપ, કેળાં કહીયે સુનેરી ખુબ,
શાકેર શેરડી લીધી આશે, પાન પાકાં તે સાથે ખરાસે. ૫૫
અબીલ ગુલાલ લીધાં ઉમંગે, પ્યારાં પુષ્પના તો બહુ રંગે,
ખાંડ ઘૃતને આટો લીધો, પ્રસાદ સવાપાસેરનો કીધો. ૫૬
દુધ દહીં ને મધ જે સાર, તેને લેતાં ન લાગી વાર,
દરાખ દાડેમને તો લીધાં, પ્રીતે પ્રયાણ ત્યાંથી કીધાં. ૫૭
અતિ હર્ષ સાથે આવ્યો ઘેર, વ્રત આચર્યું રૂડી પેર,
સર્વ કુટુંબ વર્ગ મેળાવી, વેગે વિપ્રોને ત્યાં બોલાવી. ૫૮

પૈસા હતા પોતાની પાશ, તેથી પોંહોચી શરવે આશ,
વ્રત કર્વા બેઠો તે ઉમંગે, પૈસા પેખીને મન થયો ભંગે. ૫૯
વક્તા વિપ્ર બોલ્યા ત્યાં રંગે, કેમ દીલ થયું તુજ ભંગે,
ત્યારે કઠીયારો કહે શીષ નામી, સાર શુણજો અંતરજામી. ૬૦
પાચ પૈસા છે મારી પાશ, બીજી કાંઇ મળે નહીં આશ,
એહ કારણે થયો હું વ્યગ્ર, કરવું કેમ સ્વામી કહો શીઘ્ર. ૬૧
આપ જગત ગુરૂ કહાવો દેવ, જન સર્વ કરે તમ સેવ,
દ્વિજ દીસે છે ઇશ્વર રૂપ, પ્રેમ ધરીને પૂજે ભુપ. ૬૨
વળતી વક્તા બોલ્યા ત્યાં વાણ, વેદ પુરાણે કહ્યું તે જાણ,
દેવ દ્રવ્યની ન કરે આશ, ભક્તિ ભાવે આવે તે પાશ. ૬૩
દેવ દેખતાં આપે છે દામ, ભલાં ભુવન રાજને ધામ,
મનુષ્ય શું આપી શકશે એને, શી વાતની નુન્ય છે તેને. ૬૪
દેવ સાથે ન દ્રવ્યનું કામ, રાખ ચિન્ત ચતુરા આ ઠામ,
મન દ્દઢ કરશો પ્રભુ સાથે, પ્રેમે પૂજન કરશો હાથે. ૬૫
દ્વીજ અવતરે કદી દેહ, ખટ કર્મ ન આચરે તેહ,
હોય લોભી લંપટ જો એહ, જન જાણો અપવિત્ર દેહ. ૬૬
સુપાત્ર એને નહીં કહીએ, કુપાત્રને દાન ન દઇએ,
દ્વિજ સુપાત્રને દઇએ દાન, આપે ઇશ્વર અતિ તેને માન. ૬૭
દક્ષિણા દેવી શક્તિના પ્રમાણ, વેદ વિધિએ એહ છે જાણ,
મન માધવ ચરણે રાખો, કૃષ્ણ કૃષ્ણ મુખેથી ભાખો. ૬૮.
ચિત્તે ચાહીને શ્રવણ કરજો, દુઃખ દ્રવ્યનાં તે પર હરજો,
શ્રોતા સર્વે ધરજો ચિત્ત, સાર સંસારમાં એહ વિત્ત. ૬૯.
કહું મુખ થકી વારંવાર, એહ વ્રતનો શું છે સાર,

દુઃખ દેહનાં તેતો હરશે, એહ વ્રત જે પ્રાણી આચરશે. ૭૦.
કોણ પુરૂષને કરૂણા કીધી, મુક્તિજંન ઝાઝાને દીધી,
કહીશ આગળ એહ કથાય, સાર શુણતાં કિલ્મિષ જાય. ૭૧.
વ્રતપુર્ણ કર્યું કઠીયારે, અતિ ઉરમાં ઉમંગ ભારે,
ઘણી કુપા કઠીયારાને કીધી, રિદ્ધિ દ્વિજની પેરે દીધી. ૭૨.
આપી મુક્તિ અતિ હરખાઇ, વેગે ગયો તે વૈકુંઠે ધાઇ,
નહીં દ્રવ્યનુ કારણ ઇચ્છે, ભક્તિભાવ અતિ એ પ્રીછે. ૭૩.
કર જોડીને બંનો કહું છું, સરસ્વતી સન્મુખ રહું છું,
વેગે વિનતિ શુણજે માત, શીશ મારે તું મેલ જે હાથ ૭૪.
માત હું છું ત્હારો દાસ, તુજ ચરણ સેવાની છે આશ,
તુજ કૃપા જો મુજપર હવી, રસ રંગે કથા કીધી નવી. ૭૫.
જન જેહને ઝાંખી તું જુવે, દુઃખ દલદર તેહ નાં ખુવે,
શ્રોતા શુણજો એકે મંન, હું છોં ઔદિચ સહસ્ત્રનો તંન. ૭૬.
કહીશ જ્ઞાન કથા હું આગળ, શંભુ સુતના સુતનો બાળ,
કાશીરામ મારૂં છે નામ, તાપી તટે વારિપુર ગામ. ૭૭.
શ્રોતા વકતાને નામું શીશ, રખે મુજપર કરતા રીશ,
કવી સર્વે છે મોટા વિદ્વાન, મુને નથી પીંગળનું જ્ઞાન. ૭૮.
સત્સંગતિ થઇ મુને સારી, વેગે ઉપન્યો વિચાર આ ભારી,
સત્ય દેવની કથા જે સાર, પદબંધે કરૂં આવાર. ૭૯.
કોઇ શ્રોતા ન જાશો ઘેર, કહું કથા હું રૂડી પેર,
દ્વિજ કઠિયાની જે ક થાય, શ્લોક પચી ચતાવીશ થાય. ૮૦.
આગળ અધ્યાય હું વિસ્તારૂં, પાંચ શુન્ય શ્લોકે તે ધારૂં,
શ્રોતા દીલનું આળસ તજજો, જે તે વાતે નારાયણ ભજજો. ૮૧

ફરી નહીં આવે આવો દાવ, દુઃખ સાગર તરવાને નાવ,
ભજો ભાવે તમે મુક્તિ પામો, જન જરૂર કીર્તિએ જામો. ૮૨.

## વિશ્રામ.

કીર્તિએ જામો સદા, જો ભજો સીતાપતિ રામરે,
સુણો શ્રોતા હેતે કરી, તો સરે દેહનું કામરે. ૮૩.

ઇતિ શ્રીસ્કંદપુરાણે રેવાખંડે સત્યસ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે કઠીયારા વિપ્રવ્રતધારણો નામ આઠમો અધ્યાય

## અધ્યાય ૯ રાગ આશાવરી.

શૌનિકે સુતને પુછ્યું, ફરી ફરી પ્રશ્ન આહે,
શ્રી કૃષ્ણે મુખ શું કહ્યું, નારદને સ્વર્ગ માંહે. ૧.
તે કથા કહો કૃપા કરી, સંતોષ પામે મુજ મંન,
સુત ત્યારે બોલીઆ, તુજ દેહને ધનધંન.
શ્રોતા સહુ સાવધાન થઇને, શુણજો સત્ય કથાય,
ઇતિહાસ બીજો હું કહું, તે શુણ્યથી સ્વર્ગે જાય. ૩
પૂર્વ કાળે પેખજો, એક નગર જે નિરધાર,
શોભા તેની શું કહું, મુખ વર્ણવી આવાર. ૪
તે નગર મધ્યે રાજા રહેતો, ઉલ્કામુખ એહેવું નામ,
રૈયત ઉપર રેમ આણે, કરતો સુકૃત કામ. ૫
પશુ પંખીને પીડે નહીં, છે પ્રજા સૌ ધનવંત,
આનંદ સર્વને ઉપજે, નહીં રોગ શોક ને ચંત્ય. ૬
વનસ્પતિ ફુલી ઘણી, બહુ ફલ્યા વૃક્ષો ઝાડ,
લીલા રંગે દેખતાં, પર્વતો ને વળી પહાડ. ૭

વાવ કુવા બહુ ઓપતા, જેના તે નિર્મળ નીર,
વૃક્ષ છે રળીયામણા, ત્યાં આશ્રમ કરતા વીર. ૮
મોર ત્યાં ટહુકા કરે, બહુ પક્ષી કરે કલોલ,
ભાટ ચારણ બોલતા, જરૂર જશના બોલ. ૯
શોભા શી કહું નગરની, તે માંહે મ્હોટી હાટ,
ચોર ચખાડ ચાડીયા, તે સાંચરે બીજી વાટ. ૧૦
જે માંગે તે મળે નગરમાં, સોંઘે દામે સાર,
મજુર મુખ માગ્યાં મળે, તે ઉપાડે શિર ભાર, ૧૧
સત્યવાદી શોભ્યામણો, ખટ શાસ્ત્ર જાણે સાર,
વિદ્યા કળાને ચાતુરી, નહીં ન્યાયમાં ઘણી વાર. ૧૨
ઉદાર દીસે અતિ ભલો, તે આપતો બહુ દાન,
કર્ણ રાજા પેરે વર્તે, દેખી દ્વિજને માન. ૧૩
દિન દિન પ્રત્યે જશ ઝાઝો, વધે વેગે તાંહે,
નૃપો સર્વે નીરખતાં, જડે ન જુગમાં આંહે. ૧૪
સ્વરૂપ સુંદર શોભતું, શા કરૂં તેહ વખાણ,
ઇશ્વરી એ અંશ કહીયે, એવો રૂપે જાણ. ૧૫
નારી એને એક છે, પ્રમુગ્ધા એહવું નામ,
સતી જાણે સાધવી, તે કરે સુકૃત કામ. ૧૬
જાણે ગંગા અવતરી, છે ગુણ બધા ગંભીર,
પરપુરૂષને પેખે નહીં તે ગણે સઘળા વીર. ૧૭
દયા ધર્મ ને દાન એ તો, આચરે અતિ ઉમંગ,
કુ઼ા દીન દ્રષ્ટે દેખીને, મન કરે અતિ ભંગ. ૧૮
ભૂખ્યાને ભોજન આપે, તરસ્યાને વળી નીર,

વ્યથાએ કોઇ કષ્ટી હોએ, તેને આપે ધીર. ૧૯
એક સમે વિચાર ઉપન્યો, ઉલ્કામુખના મન માંહે,
મનુગ્ધા પ્રત્યે બોલીઆ, તું સતી શુણજે આંહે. ૨૦
સરિતા સુંદર વહે છે, આપણ જઈએ ત્યાંહે,
આરાધીએ સત્યદેવને, ઉમેદ એ મન માંહે. ૨૧
મનુગ્ધા ત્યારે બોલીયાં, મન થઇ અતિ રળીઆત,
સ્વામી શોધ્યો સાર સારો, મન ગમી મુજને વાત. ૨૨
બહુ આચરો આદર કરી, એહ આવશે સાથ,
સંસાર તો અસાર છે, નહીં રિદ્ધિ આવે સાથ. ૨૩.
પૂર્વદત્ત તપ આચરે, ત્યારે પ્રાણી પામે રાજ,
રળીયાત થઇ રાજ ભોગવે, તે અંતે નરકને કાજ. ૨૪.
માયાનો છે ફંદ મ્હોટો, શાસ્ત્રે લખીયા લેખ,
ચીરા નામું સ્વામી તમને, મન લાવશો નહીં ભેદ. ૨૫.
માટે એ વ્રતને આચરો, લ્યો કુટુંબ સઘળું ત્યાંહે,
ભાવ ભોજન કરો ત્યહાં, ભદ્રશિલા નદી તટ માંહે ૨૬.
એમ વચન એ નિજ પત્નીના, હેતે શુણ્યા બહુ પેર,
સાપીંડાં સર્વ ભેળાં કર્યાં, પ્યારે પોતાને ઘેર. ૨૭.
પ્રભાતે સર્વ સાંચર્યાં, તે વ્રત કરવા કાજ,
બ્રાહ્મણો બહુ આવીઆ, તે સાથે ઉલ્કામુખ રાજ. ૨૮.
સત્ય સત્ય મુખ ઓચરે, માર્ગમાં જાતાં રાજ,
નગરવાસી સહુ ગયા, તે કર્વા દર્શન કાજ. ૨૯.
ઉમંગથી ઉપવાસ કીધો, ઉલ્કામુખ જે રાજ.
મનુગ્ધા સાથે ગઈ, તે કરવા કંથનાં કાજ. ૩૦.

દિવસ ઘટિકા બાર રહયો, ત્યારે વિપ્રે કીધાં સ્નાન,
આસનીયાં ગૌમુખી સાથે, બેઠા ધરવા ધ્યાન. ૩૧.
રાજ ઋષિ રૂડા ખરા, તેને તે ઝાઝું માન,
તદ્દરૂપ થયા તે સમે, એ હતા પોતે વિદ્વાન. ૩૨.
દિવસ ઘટિકા એક રહયો, ત્યારે જાગીઆ ઋષિ રાજ,
લીલ્કા મુખને બોલાવીયો, કરવા વ્રતને કાજ. ૩૩.
પૂજન અર્ચન માંડીયું, પ્રેમ ધરી મન માંહે,
ભાવિ વાત હોનાર છે, એક વણિક આવ્યો ત્યાંહે. ૩૪.
નામ એનુ સાધુ કહીએ, છે રિદ્ધિસિદ્ધિ આવાર,
દાસદાસી સેવક સંગે, દ્રવ્યનો નહીં પાર. ૩૫.
પ્રદેશો એ તો પરવરે, વ્યાપાર અર્થે જાય,
પણ પેટ પ્રજા છેનહી, ઉદાસ એથી થાય. ૩૬.
નૌકા જે પોતા તણી, તે મધ્યે ભરીયો માલ,
પવનથી શુસવાટ કરતી, ચાલે ઝડપની ચાલ. ૩૭.
નૌકા મધ્યેથી દેખીયું, સાધુએ સત જેહ,
તરત વાહાણ તેડે કર્યા, રાજા પાસે આવ્યો તેહ. ૩૮.
જુક્તિ જોઇ મન રીઝીઓ, વળતી નામ્યું શીશ,
પ્રદક્ષિણા કરી પાણિ જોડી, કહે કૃપા કરજે તું ઇશ. ૩૯.
પછી પ્રેમપૂર્વક બોલિઓ, વણિક સાધુ જેહ,
કૃપા કરી મુજને કહો, શું વ્રત આચરો એહ. ૪૦.
સુખેથી સાવધાન થઇને, ભક્તિભાવે ભરપુર,
આરંભ દીસે ઉમંગમાં, જેમ લ્હડે ક્ષત્રી શુર. ૪૧.
એ સર્વેનો શું સાર છે, તે શુણવાની મુજ આશ,

વણિક સાધુ બોલીઆ, હું છું તમારો દાસ. ૪૨.

## રાજા ઉવાચ.

ઉલ્કા મુખ ઊમંગે બોલીયા, તુ શાંભળ સાધુ વણિક,
હેત દીસે હૈયાં વિષે, ઉર ઊમંગ ઉપન્યો ઠીક. ૪૩.
અપાર મહિમા ધારજો, ન આવે એની તોલ,
જો કોઇ જન મુખથી કહે, સત્યદેવ એવો બોલ. ૪૪.
વૈકુંઠમા તેને વાસ આપે, કુટુંબ સહિત તત્કાળ,
ધન ધાન્ય સંપત્તિ ઘણી, પુત્ર પૌત્રને બાળ. ૪૫.
વ્રત આચરે કોઇ હેતથી, તેનાં ભાગ્યનો નહી પાર,
સ્વર્ગના સુખ સઘળાં મળે, એમ વેદ છે નીરધાર. ૪૬.
એહેવું સમજી હું વ્રત આચરૂં, મુજ હૈયામાં છે પ્રેમ,
એ દેવની કૃપા થકી, સહુ સાથ કુશળી ક્ષેમ. ૪૭.

## વણિક ઊવાચ.

વણિક ત્યારે બોલીઆ, કહી પેરે કરવું વ્રત,
તે વિસ્તારી મુજને કહો, હું વેગે આચરૂં તર્ત, ૪૮.
મુજ રિદ્ધિ સિદ્ધિ છે અતિ, પણ પેટ નહી સંતાન,
દીલ દલગીર થાય છે, એથી વીસરૂં દેહ ભાન. ૪૯.
મુજ રિદ્ધ સઘળી મેળવી, તે કોણ તપાસી જોશે,
પિતૃને કોણ પિંડ દેશે, પિતા કહી કોણ રોશે. ૫૦.
મુજ મુખ કો જુવે નહીં, જે અન્ય નરને નારી,
તે શુકને નહી સાંચરે, જુવે વાટમાં ધારી. ૫૧.
એ થકી ઉદાસી રહું, ઉપાય કરૂં હું ઝાઝા,

તમ શિખથી વિશ્વાસ છે, મુખ સંતાન મળશે રાજા. ૫૨.
હવે રજા આપો મુજને, હું જાઉં મ્હારે ઘેર,
ઉમંગ ઉરમાં લાવીને, વ્રત આચરૂં વિવિધ પેર. ૫૩
સત્યદેવને શીશ નામ્યું, સહુ દ્વિજને દક્ષિણા સાર,
વણિક વેગે ચાલીઓ, તરત તેણી વાર. ૫૪
નૌકા હતી પોતા તણી, જે ભરી માલે સાર,
તરત તેને ફેરવી, ઘર તરફ જવા નીરધાર. ૫૫
પવન લાગ્યો પાધરો. તેઓ તરત ઉતર્યા તીર,
બંધુ વર્ગ ચિંતા કરે. કેમ ફર્યા પાછા વીર. ૫૬
એવે શેઠ પધારીઆ તે પોતાને ભવંન,
પત્ની જે લીલાવતી, તે કરે શોચના મંન. ૫૭
સહુ સહોદરે એમ પૂછીયું. કેમ ફર્યા પાછા ભાઈ,
કારણ કાંઈ મુજને કહો, જે હર્ખે આવ્યા ધાઈ. ૫૮
સાધુ સર્વને એમ કહે, શુણો સહોદર વાત,
માલ મુજ ખપશે નહીં, જે ભર્યો ભારે જાત. ૫૯
સહોદરો સૌ શાંત થઈને, ગયા પોતાને ઘેર,
તવ લીલાવતી આવીને, પુછવા લાગી પેર. ૬૦
કહો સ્વામી સત્ય મુજને, શું આવ્યો દીલમાં સંદેહ,
પતિજ મારી આવી નહીં, કે દુઃખી થયા છો દેહ. ૬૧
વૃત્તાંત સઘળુ વર્ણવો, મુજ આગળ થઈ સાવધાન,
મુખ કમળ જેમ ખીલી રહ્યું, ખાધા છે પ્રીતે પાન. ૬૨
વણીક વળતી બોલીયા, તું સાંભળ શાણી નાર,
બનાવ મુજ બધો કહું, તે સાંભળો આ વાર. ૬૩

પ્રયાણ કીધું મેં પ્રીતથી, ત્યારે જોયું મેં તુજ મુખ,
ઊદાસ દીઠી અતિ ઘણી, તે લાગીયું મુજ દુઃખ. ૬૪
વિચાર ઊપન્યો વાટમાં, મુજ નારી અતિ ઉદાસ,
સુખ સંપતિ તો છે ઘણો, પણ કરે પ્રજાની આશ. ૬૫
કીણ પાપ મેં પૂર્વે કર્યાં, જે પેટ નહીં સંતાન,
ધિક જીવતર આ માહેરૂં, મ્હોટું મળ્યું શાને માન. ૬૬
બાધા રાખી બહુ મેં, પણ વ્યર્થ ગઇ સહુ એહ,
જપ તપો ઝાઝાં કર્યાં પણ, પુત્ર ન આવ્યો દેહ. ૬૭
ઠગો કાંઇ ઠગી ગયા, મુજ પાસે દેખતાં દામ,
નકાર મુખે નવ કર્યો, નવ થયું તેથી કામ. ૬૮
એમ વિચાર કરતો હું ગયો, ભદ્રશિલા નદી પાવંન,
ત્યાં સ્હોર ઝાઝો કર્ણે સુણ્યો, તે જોવા મુજને મંન. ૬૯
નાવ રાખી તીર વિષે, હું ગયો વેગે ત્યાંહિ.
બહુ લોકના તો થોક દીસે, પુર પ્રજા મળી છે જ્યાંહિ. ૭૦
રાજા ઉલ્કામુખ કહીયે, તે આગધે સત્ય રાય,
શબ્દ સુંદર સર્વ બોલે, તે શુણતાં સુખ થાય. ૭૧
તે દર્શને દુઃખ સર્વ નાઠું, હું દેખી થયો રળીયાત,
સાર શોધ્યો સર્વ તેનો, એ ગમી મુજને વાત. ૭૨
મુજ મન દ્રઢ નિશ્ચય થયું, એથી જરૂર બાળક થાશે,
એહ વ્રત આચરૂં વિવિધ પેરે, જેથી દુઃખ દીલના જાશે. ૭૩
શુણી સાર સર્વે કંથનો, લીલાવતી થઇ રાજી,
એક વાર સંતાન થાય તો, જાણે જીત્યા સંસાર બાજી. ૭૪
એહ વ્રત તો જરૂર કરવું, એમાં નહીં સંદેહ,

જરૂર સંતાન આપશે, એથી શોભશે મુજ દેહ. ૭૫
એમ કહીને નીમ લીધો, લીલાવતીએ સાધુ સંગ,
સંતાનની જો પ્રાપ્તિ થાય તો, કથા કરશું રસ રંગ. ૭૬
શ્રોતા સહુ શ્રવણે ધરો, એક કહું બીજું દ્રષ્ટાંત,
ખ્યાલ રાખો ખૂબ તેથી, ભાવે ભાંગે ભ્રાંત. ૭૭
રાજાની જો રેહેમ થાય તો, આપે રીઝી ગામ,
દેવની જો દયા થાય તો, આપે મુક્તિ ધામ. ૭૮
ગામનો જે કર્તા કહીયે, તેસું મૈત્રિ થાય,
રીઝે રંગે કોઇ સમે તો, ભલી ભૂતળ આપી જાય. ૭૯
કંગાળ કણબી હોય તો, દાતાર દીલથી ધાર,
શાક પત્ર આપે કોઇ સમે, વળી પોંક પૂળો સાર. ૮૦
ઇશ્વરની જો દયા હોય તો, અન્ન જળનો આશ્રય થાય.
વૃક્ષની જો માયા હોય તો, આપે શીતળ છાંય. ૮૧
પણ વણિક પ્રસન્ન થાય ત્યારે, મુખ હાસ્ય કરે રસનાએ,
કર ગ્રહી કર મેળવી,તે તાળી આપી જાયે. ૮૨
દેવ સાથે દગો કરશે, વણિક સાધુ એહ,
કષ્ટ તેહથી પામશે, સુણો સાર સર્વે તેહ. ૮૩
હવે મૂળની કથા કહું તે, સુણો શ્રોતા જંન,
લીલાવતી ને સાધુ કહીયે, તેનું વૃત ઉપર મન. ૮૪

વિશ્રામ

વ્રત ઉપર મંન છે, સુણો શ્રોતા આજરે,
સાધુ વણિકે શું કર્યું, વળતી વેગે કાજરે. ૮૫
દગો દીધો દેવસું, તે સુણો શ્રોતા સારરે,

કથા હું તેની કહું, તે દિલ વિષે ધારરે. ૮૬

ઈતિ શ્રી સ્કંદપુરાણે રેવાખંડે સત્ય સ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે ઊલ્કામુખ સાધુ સમાગમો નામ સપ્તમો અધ્યાય

## અધ્યાય ૭ રાગ ચાલુ

શૌનિક વળતી બોલીઆ, સાભળો સુત મહારાજ,
ત્યાર પછી જે નીપન્યું, તે કથા કહો મુને આજ. ૧

## સુત ઉવાચ

સુત ત્યારે બોલીઆ, સાંભળો શૌનિક સાર,
ત્યાર પછી જે નીપન્યું, તે કથા કહું નીરધાર. ૨
આનંદમાં દિન જાય છે, લીલાવતીના ત્યાં હે,
સાધુ મન હર્ખે ઘણું, ઉત્સાહ અતિ મન માંહે. ૩
લીલાવતીને નિરખતાં, સહુ લોક વિસ્મય થાય,
ઇશ્વરની કરૂણા થકી, પ્રફુલિત દીસે કાય. ૪.
એક દિવસ શુભ યોગ જોઇને, સાધુ પ્રત્યે શીશ નામી,
શુણો સ્વામી સત્ય કહું છું, હું ઉદરે ગર્ભ પામી. ૫.
સત્ય દેવની કરૂણા થઇ, એ નિશ્ચય થયું મુજ મંન,
મુજ વંઝા મ્હેણું ટાળશે, પ્રસવ થાશે કઇ તંન. ૬.
એહ વ્રત તો ઉમંગથી, આચરવું વારંવાર,
સત્યદેવ સાચા છે સદા, દીલે દેખતાં નીરધાર. ૭.
હવે ગર્ભ ને માસ પુરણ થયા, શું થયું સાધુ ઘેર,
લીલાવતીયે કન્યા પ્રસવી, તેની કહું સઘળી પેર. ૮.

રૂપગુણને ચાતુરી, શા કરૂ તેના વખાણ,
નયન નીરખ્યાં નેહથી તે અડયા કર્ણે જાણ. ૯.
કાંતિ કહીયે દીવ્ય જેની, સુરેખ વદન મુખસાર,
કટિ અતિશ શોભે પાતળી, દીસે દેહનો નહીં ભાર. ૧૦.
કર અંગુલી મગની ફળી, તે મધ્યે રેખા શુભ,
નખ છે અતિશે પાતળા. તે રંગે રાતા ખુબ. ૧૧.
ચરણ કદળી સ્થંભ છે, અધર રાતે રંગ.
સત્યદેવની માયા થકી, અવતરી જાણે ગંગ. ૧૨.
સાધુ હર્ખ્યો મન વિષે, લીલાવતી પણ જાણ,
નામ નીરખી પાડીયું, કલાવતી નીરધાર. ૧૩.
પુત્રીના બહુ લાડ પાળે, સાધુ વણિક જે તાત,
સ્વાદ રહિત ભોજન કરે, કલાવતીની માત. ૧૪.
દિવસ એમ વહી જાય છે, બહુ દેખતાં તત્કાળ,
ચાલવા શિખી ચતુર પુત્રી, મુખ બોલતી રસાળ. ૧૫.
વર્ષ એમ બે વીતીઆં, કહે લીલાવતી વચંન,
સ્વામી શુણો મુજ વિનતી, કેમ નથી વ્રતપર મંન. ૧૬.
જે વ્રત લીધું સત્યદેવનું, તે આચરો વિવિધ પેર,
એહ દેવની દયા થકી, પુત્રી અવતરી તમ ઘેર. ૧૭.
માટે તે વ્રતને આચરો, સત્યદેવ થાશે સહાય,
વખત ઘણો વીતીઓ, જે નીમ લીધો મનમાય. ૧૮.
તે શુણી સાધુ બોલીઆ, મનમાંહે થઇને મગ્ન,
એ વ્રત ક્યારે આચરૂં, જ્યારે કરશું પુત્રીનાં લગ્ન, ૧૯.
ખરચ સાથે ખરચ થાશે, નહી બેશે ઝાઝા દામ,

હાલ શું વહી જાય છે, થશે કામ મળતું કામ. ૨૦.
સાધુએ સ્ત્રીને રીઝવી, ઘણાં કહ્યાં મર્મ વચંન,
એમ કહી નગરમા સાંચર્યો, નહીં વ્રત કરવાનુ મંન. ૨૧.
શ્રોતા સરવે સાર શુણજો, કહું બીજી વાત,
શેહેર એક સુંદર મધ્યે, વસે વિપ્ર શુભ જાત. ૨૨.
તે દ્રવ્યથી પીડ ઘણું, વળી પેટ પ્રજા અપાર,
દ્રવ્યહીન લગ્ન શું કરે, તે ગણે મન ધિક્કાર. ૨૩.
એકવાર વિચાર ઉપન્યો, એહ દિવજ ફેરે ચિત્ત,
ભિક્ષા અર્થે હું ભમુ ને, મેળવું થોડું વિત્ત. ૨૪.
ત્યારપછી લગ્ન આચરૂં, મુજ પુત્ર પુત્રી બાળ,
હવે ધૈર્ય મારૂં રહે નહીં, પુત્રીનો જાય કન્યા કાળ. ૨૫.
એમ કહી તે સાંચર્યો, કર સાહી જેષ્ટિકા સાર,
ઇહ ગામને પરગામ છોડે, ચાલતાં ન લાગે વાર. ૨૬.
એવે જંગલ મધ્યે જઇ પડચો, તે દ્વિજ કેરો તંન,
પશુ પંખી બોલે નહીં, તેથી ભય પામે મંન. ૨૭.
એવે દીઠું એક પાંજરૂં, તેમાં વાઘ દેતો ફાળ,
થરથર ધ્રુજે દખતાં. પેલો વિપ્ર કેરો બાળ. ૨૮.
ભુમધ્યે સહુ ભાળજો, વળી ગરીબ વિપ્રને ગાય,
મેઢક બોલે રાત્રીએ, તે દખી ન્હાશી જાય. ૨૯.
હોશ વિપ્રના ઉડી ગયા, નહીં મુખથકી બોલાય,
શબવત થઇ ઊભો રહયો, જાણે જીવ આજે જાય. ૩૦
પિંજરમાંથી પેખીઓ, વાઘે વિપ્રનો તંન,
તે જોઇને રાજી થયો, ઘણું નીસરવાનુ મંન. ૩૧.

કાલાવાલા કર્યા ઘણા મુખ વદયો વાઘ વચંન,
જો વિપ્ર મુજને કહાડસો તો, ઉગરશે મુજ તંન. ૩૨.
નહીં ઘાત કરૂં તાહેરી, તુ કહાડ મુજને બ્હાર,
ચંદ્ર સૂર્ય શાખ પુરશે, વળી ઇસ્વરની છે આણ. ૩૩.
ઘણો ગુણ જાણોશ તાહરો, નહીં કરૂં તુજપર કોપ,
ગુણચોર કદી થાઊં તો, થશે સૃષ્ટિ સર્વે લોપ. ૩૪.
ત્યારે દયા વિપ્રને ઉપની, તેથી વાઘ કહાડયો બહાર,
કર સાહ્યો તેણે વિપ્રનો, કહે કરૂં તારો આહાર. ૩૫.
ગરજ સરી માહરી, હવે શું છે તાહરૂં કાજ,
ઘણા દિવસની ભુખ છે, માટે તુજને મારૂં આજ. ૩૬.
બ્રાહ્મણ કહેરે ભાઇ મહારા, નહીં ઘટે તુજને એમ,
મે બહાર તુજને કહાડીઓ, તું મારે મુજને કેમ. ૩૭.
ઇનસાફ કરાવો આજ તો, કોઈ રૂડા જનની પાસ,
એવે જંબુક આવીઓ, તે દેખી દ્વિજને આશ. ૩૮.
જંબૂક જોઇ આઘો રહી, તે કરે મન વિચાર,
જો કદી હું પાશે જાઊં તો, એ મારે મુજને નીરધાર. ૩૯.
એવે વાઘ વળતી બોલીઓ, શુણો વાત જંબૂક સાર,
બ્રાહ્મણે મુજને કહાડીઓ, હું મારૂં એને નીરધાર. ૪૦.
ઘણા દિવસની ભુખ છે, મુજ પેટ ફેરી માંય,
આજ કાલને પરમ કરતાં, માસ બે ચારેક થાય. ૪૧.
જંબૂક આઘો ખસી કહે, સાચી વાતમાં શું બેદ,
વાત સર્વ શુણી ખરી પણ, મુજ મનમાં પડીઓ ભેદ. ૪૨.
પિંજર તે કોણ ઠામ કહીએ, આપ બીરાજ્યા કોણ રીત,

વૃત્તાંત તે સઘળું કરો, એ પેખવા મુજ પ્રીત. ૪૩.
બ્રાહ્મણ જો કદી જાય તો, હું તેનો હામીદાર,
ભૂતળ સઘળું ભમીને, તરત લાવું આવાર. ૪૪.
એવી રીતે વચન શુણીને, પેઠો પિંજરમાં વાઘ,
શાંકળ દીધી ઝટ તેને, જંબૂકે સાધ્યો લાગ. ૪૫.
પછે દ્વિજપ્રત્યે બોલીઓ, જંબૂક જે નીરધાર,
નશ્ચિંત થઈને પંથ કાપો, શું જુવો આણી વાર. ૪૬.
દગાનું ફળ એ યોગ્ય પામ્યો, જુવો વિચારી એમ,
એ પેર સાધુએ આચર્યું, તો દેવ મુકશે કેમ. ૪૭.
વાઘની જો ગરજ થઇ તો, દુભવ્યો દ્વિજનો તંન,
વણિકની જો ગરજ થઇ તો, કેમ રાખે વ્રતપર મંન. ૪૮.
ગરજ હોએ જે જંનને, તે કરે ખુશામત સાર,
ગરજ હોએ જે જંનને, તે પ્રીતે ઉપાડે ભાર. ૪૯.
ગરજ થકી ઘઘો બને, ન આવે ગરજનો પાર,
ગરજ ગાંઠે ગુણ ગ્રહીને, એવા પુરૂષને ધિક્કાર. ૫૦.
ગરજ થઇ એ વણિકની, તે પેલા વાઘની પેર,
કથા વ્રત આચરે નહીં, પ્રીતે પોતાને ઘેર. ૫૧.
શ્રોતા સહુ સાવધાન થઇને, શુણો કથા સાર પાવંન,
એક દિવસ સાધુ વણિકને, વિચાર ઊપજ્યો મંન. ૫૨.
પુત્રી જે પોતા તણી, કલાવતી કહીએ નામ,
બહુ સહીયરો શાથે રમે, વળી કરે ઘરનાં કામ. ૩૫.
નીરખી નજરે તે સમે, વિચારે સાધું મંન,
પુત્રી પરણવા જોગ છે, તે દીસે રૂપ રતંન. ૫૪

મુનીમ જે પોતા તણો, તેને કહી સઘળી વાત,
મુજ પુત્રી જોગ વર જોઈને, તમો લાવજો શુભ જાત. ૫૫
રૂપ ગુણને ચાતુરી, વળી કુળ કહાવે શ્રેષ્ટ,
અન્ય કો આવે નહીં, મંદીરને મુજ નેષ્ટ. ૫૬

## વિશ્રામ

નેષ્ટ કો આવે નહીં, ને જુઓને જો જો પરરે,
ચિત્તને સંતોષ થાય, એહવો વર લાવજો ઘેરરે. ૫૭

ઇતિ શ્રી સ્કંદપુરાણે રેવાખંડે સત્ય સ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે સાધુ પુત્રી પ્રાપ્તો નામ અષ્ટમો અધ્યાય

## અધ્યાય ૮ રાગ દેશાખ એકલી સુત ઉવાચ

સુત શૌનિક પ્રત્યે કહેજી, શ્રોતા સર્વ ચિત્તમાં રહેજી. ૧.
સાર કહું તે શુણજો જનજી, માને ગમો કથાપર મનજી. ૨.
હરિરસ પીતાં તૃપ્ત ન થઈએજી, કથા શ્રવણ કરવા તો જઈએજી. ૩.
દુર્લભ દેહનુ સાધન થાશેજી, પાતક ભવો ભવના તો જાશેજી. ૪.
મન મધ્યે વૈરાગ આણોજી, સત્યદેવને સાચો જાણોજી. ૫.
દેવદર્શને ચાહીને જૈયેજી, મુખે કૃષ્ણ કૃષ્ણજી કહીએજી. ૬.
સુખસાર સંસારિક એહજી, જાણો વ્યર્થ જરૂરથી તેહજી. ૭.
ધન ધાન્ય ને પત્ની પુત્રજી, પ્રાણી પડયું રહેશે ઘર સૂત્રજી. ૮.
હવે આરંભુ મૂળ કથાયજી, વર શોધવા મુનીમ જાયજી. ૯.
સાધુ વણિક તણો એહ દૂતજી, તેણે રૂપ લીધુ અદભુતજી. ૧૦.
આજ્ઞામાથે ચ્હડાવીને ચાલ્યોજી, કાંચનપુરીનો માર્ગ તો ઝાલ્યોજી. ૧૧.

માર્ગ મધ્યે તે શ્રમિત થાયજી, દેખો દામ પરાયું એ ખાયજી. ૧૨.
કાંચનપુરી દીઠી તેણે સારજી, મન મધ્યે હર્ખ્યો અપારજી. ૧૩.
શુકન વંદીને શ્હેરમાં પેઠોજી, દીઠો બાળક એક ત્યાં બેઠોજી. ૧૪.
જુહાર કરીને પુછ્યું એમજી, શુભ શાણા અહિં બેઠા કેમજી. ૧૫.
કોણ જ્ઞાત ને કોના પુત્રજી, ક્યાં છે માત તાતનું ઘર સૂત્રજી. ૧૬.
બોલ્યો બાળક મંન વિચારીજી, કહ્યું વિવેકથી મન ધારીજી. ૧૭.
એહ ઘર મ્હારૂં તો કહીએજી, આપ બેશીને જળ શુદ્ધ લઈએજી. ૧૮.
જાત વણિકની હું કહાવુંજી, પ્રાશન કરશો કાંઈએક ખાવુંજી ૧૯
મુજ તાત ગણાતા વેપારેજી, નાત ભરી ઘણાએક ભારેજી. ૨૦.
માત મારી છે ઘરની માંહેજી, દીઠે તેને અતિ સુખ થાયજી. ૨૧.
આવ્યા ક્યાંથી તમે ક્યાં જાશોજી, કોને મળીને સુખીયા થાશોજી ૨૨.
દેખી ભાવને દૂત તો ભાખેજી, કહું વિનતી તે હૃદયે રાખેજી. ૨૩.
આવો ચતુરા મારી સંગેજી, કન્યા અપાવું તો રૂડે રંગેજી. ૨૪.
શેઠ મારો છે ઘણો સારોજી, ધન ધાન્ય તણો નહીં આરોજી. ૨૫.
કલાવતી પુત્રી તેને કહીએજી, સર્વ સદ્ગુણ એનામાં લહીએજી. ૨૬.
એવાં વચન શુણ્યા પેલે પુત્રજી, જાણે મંડાશે મુજ ઘર સૂત્રજી. ૨૭.
દૂત સાથે કીધું ત્યાં ભોજનજી, કન્યા વરવાનું ઘણું મંનજી. ૨૮.
કાંચનપુરીથી વળીઆ બે વીરજી, વાટે દૂત આપે ઘણી ધીરજી. ૨૯.
આવ્યા સાધુ વણિકની પાશજી, મળતી દીઠી બંનેની રાશજી. ૩૦.
વિધિ પેરના લગન ત્યાં કીધાંજી, રૂડી રીતે કન્યાદાન દીધાંજી. ૩૧.
વર મળીયો કલાવતી જોગજી, ખૂબ ખુશીથી ભોગવે ભોગજી. ૩૨.
સત્યદેવનું વ્રત જે સારજી, કરવા ધાર્યું હતું આવારજી. ૩૩.
તે તો કર્માનુ સારે ચૂકયાજી, સત્યદેવને આઘા મૂક્યાજી. ૩૪.

એથી દેવે કર્યો મન કોપજી, કીધું મ્હારૂં વ્રત તો લોપજી. ૩૫.
શિક્ષા દેઊં એને હું તો ભારીજી, રિદ્ધિ આપેલી લઊં સર્વે વારીજી. ૩૬.
એવો વિચાર મનમાં આણેજી, તે તો સાધુ વણિક નવ જાણેજી. ૩૭.
શ્રોતા સર્વને મન સંદેહજી, નથી આશ્ચર્ય સરખું એહજી. ૩૮.
જાણે સાધુ વણિક મન માંહેજી, વ્રત જેમ તેમની ભીજાયજી. ૩૯.
સીમંત આવશે કો સમે એનુંજી, વ્રત આચરશુ ત્યારે તેનુંજી. ૪૦.
વળી ધારણા કરી એમ આશેજી, નહીં વ્રત કરીયે તો શું થાશેજી. ૪૧.
દિન ઝાઝા ગયા એમ કરતાંજી, સાધુ સુખે ઉમંગમાં ફરતાંજી. ૪૨.
જુવો દેવની લીલા ઝાઝીજી, શુણી શ્રોતા થાશો સહુ રાજીજી. ૪૩.
સાધુ વણિકે મનમાં વિચાર્યુંજી, પ્રીત્તે પ્રદેશ જાવું ધાર્યુંજી. ૪૪.
હામ ગયું જે લગન કરતાંજી, ચિત્તચિંતા તેથી તો ધરતાંજી. ૪૫.
વેગે વ્હાણ કર્યાં તયારજી, જમાઇ સંગે લીધા નીરધારજી. ૪૬.
સાથે નોકર ચાકર સારજી, પ્રયાણ કરતાં ન લાગી વારજી. ૪૭.
સિંધુદેશ સમુદ્રને તીરજી, રત્નપુર ગયા બંને વીરજી. ૪૮.
કરૂં નગર તણું શું વખાણજી, નગર નિરખીને રીઝે પ્રાણજી. ૪૯.
રાજા ચંદ્ર કે તુનુ ત્યાં રાજજી, રૂડાં સુકૃત કરનો તે કાજજી. ૫૦.
રોજગાર રૂડી રીતે ચાલેજી, ગુણવંત ઘણા ત્યાં મ્હાલેજી. ૫૧.
રાજકાજ રૂડી રીતે કહીએજી, દીશે દુરાચરણ નવ કોઇએજી. ૫૨.
ઘણા ગાડી ઘોડાને ત્યાં ઊંટજી, ભરીયો માલ દીસે અખૂટજી. ૫૩.
ચોક ચહુટાંને બહુ બજારજી, માલ ખપતાં ન લાગે વારજી. ૫૪.
લુચ્ચા લંપટ કોનવ હોયજી, દુઃખ પ્રજા તે સ્વપ્ને ન જોયજી. ૫૫.
મેડો એક તે શહેરમાં લીધોજી, તે મધ્યે મુકામ તો કીધોજી. ૫૬.
રોજગાર રૂડી રીતે કરતાજી, અંગે વસ્ત્ર વિચિત્ર ધરતાજી. ૫૭.

મન મગન છે સાધુ વણિકજી, મુજ જામા તું મળીયો ઠીકજી. ૫૮.
ચલવ્યો વ્હેપાર તોરૂડી રીતજી, દ્રવ્ય દેખીને મન આણે પ્રીતજી. ૫૯.
એવે સત્ય દેવે વિચાર્યુંજી, દુ:ખ દેવું સાધુને તો ધાર્યુંજી. ૬૦.
મહા કપિત જો થાય ભાઇજી, નહીં કરે ફરીથી ડગાઇજી. ૬૧.
દગો દીધો જો મુજને એમજી, દીલ દયા લાવું હું કેમજી. ૬૨.
નામ લેનો નથી મ્હારૂં મુખજી, તો તો કેમ આપું એને સુખજી. ૬૩.
ડર દેવનો એ નહીં લાવેજી, મોટો વેપારી એ શાને કહાવેજી. ૬૪.
એવો વિચાર વેગે કીધોજી, કોપ કરીને શાપ તો દીધોજી. ૬૫.
દુ:ખ શોક અને તિરસ્કારજી, થાજો બંધન તે આવારજી. ૬૬.
શાપ દીધો તે સાધુ ન જાણેજી, સુખ દિન દિન અધિક પ્રમાણેજી. ૬૭.
રાજા ચંદ્રકેતુ રહે જ્યાંહેજી, તસ્કર પેઠા તેનાં ઘર માંહેજી. ૬૮.
ચોરી કરીને દ્રવ્ય તો લીધું જી, પ્રાંતે ત્યાંથી પલાયન કીધુંજી. ૬૯.
એવે જાગ્યા તે રાજના દુતજી, ઉઘડ્યા દ્વાર દીઠાં અદભુતજી. ૭૦.
સ્હોર કર્યો તે દૂતો જ્યારેજી, તસ્કર પાછા ધાયા સહુ ત્યારેજી. ૭૧.
તસ્કર આવ્યા સાધુ રહે જ્યાંહજી, દ્રવ્ય સર્વે લઇને ત્યાંહજી. ૭૨.
પેલા દૂત એવે ધાઇ આવ્યાજી, બંધન કરવા રશી તે તો લાવ્યાજી. ૭૩.
સાધુ જામાત્રને કહે હામજી, ભલું થયું આપણું કામજી. ૭૪.
એકમેક વાતે તે તો વળીયાજી, રાજદૂતની દ્રષ્ટે પડીઆજી. ૭૫.
રાજદૂત આવ્યા સાધુ પાંશજી, ચોર ચારે પકડવાની આશજી. ૭૬.
પૂછ્યું સાધુ પ્રત્યે દૂતે એમજી, અર્ધનિશાએ અહિં ઉભા કેમજી. ૭૭.
એવે દૂતે દીઠો માલ પડીયોજી, જુકતે જોતામાં સઘળો જડીયોજી. ૭૮.
માલ જોઇ દૂતે તત્કાળજી, બંધન કર્યાં વણિકને બાળજી. ૭૯.
રાજ દ્રવ્ય પડ્યું હતું જેહજી, સંગ લીધું સર્વે તેહજી. ૮૦.

રાજદ્વારે ઉભા જઇ એહજી, ચંદ્રકેતુ આગળ બોલ્યા તેહજી. ૮૧.
આ બે તસ્કર આપના આવેજી, એ તો ચોરી કરી વિ-ત લાવેજી. ૮૨.
શુણી રાયને ચ્હડીઓ ક્રોધજી, દૂત સર્વને આપ્યો પ્રતિબોધજી. ૮૩.
કેદ કરો એને નીરધારજી, જોતાં સાને લગાડો છો વારજી. ૮૪.
વચન એવાં શુણી ધાયા દૂતજી, ચરણે બેડી જડી મજબૂતજી. ૮૫.

## વિશ્રામ

મજબૂત બેડી ચરણમાં, ઘાલી દાસે તાંહેરે;
રૂઠયો દેવ તેપર તદા, તો શંદેહ શું મન માંહેરે. ૮૬.
માયા મમતા પરહરો, શ્રોતા સાર શુણજો આંહેરે.
સાધુ સંગ જામાતૃને, કારા ગૃહમાં નાંખ્યાં ત્યાંહરે. ૮૭.

ઇતિ શ્રીસ્કંદપુરાણે રેવાખંડે સત્યસ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે સાધુ જામાતૃ સહિત બંધન નામો નવમો અધ્યાય.

## અધ્યાય ૯ રાગ આશાવરી શૌનિક ઉવાચ.

શૌનિક કહે સુતને, મુને સંદેહ ઉપન્યો એહ.
જામાતૃ તો નિર્દોષ છે, કેમ કષ્ટ દીધું દેહ. ૧.

## સુત ઊવાચ.

શુણી પ્રષ્ણ ને સુત બોલીયા, સાંભળો શૌનિક સાર.
સંગતિનો એને દોષ લાગ્યો, વળી કલાવતીને ધાર. ૨.
શુણી શૌનિક બોલીઆ, કહો કલાવતીની શી પેર,
વણિક પ્રદેશે પરવર્યા, એ તો રહીતી નિજ ઘેર. ૩.
લીલાવતી જે માત એની, રહી કલાવતી તે સંગ,

આય પીએ દિન નિર્ગમે, અતિ ચિત્તમાં ઊમંગ. ૪.
સત્યદેવે મન જાણીયુ, એ ભુલી મુજને નાર,
દુઃખ દઉ એના દેહને, નહીં ઠગે મુને કો વાર. ૫.
એહ દેવની માયા થકી, ચોરી થઇ ઘરની માંહે,
અન્ન વસ્ત્ર સર્વે ગયું, દ્રવ્ય નવ રહ્યું કાંઈ ત્યાંહે. ૬.
ભુખ તૃષા પીડે ઘણી, એવી વિપત્ત પડી અપાર,
મેહેનત મજુરી બહુ કરે, જેમ નીચ ઘરની નાર. ૭.
કલાવતી જે પુત્રી કહાવે, તેને પીડે ક્ષુધા અપાર,
અન્ન માગે અતિ ઘણું, કરે ઉદર પોષણ નિરધાર. ૮.
તે ગામમાં એક દ્વિજ રહે તો, તે કરતો સુ કૃત કામ,
આચરણ એનાં અતિ ભલાં, મુખે જપતો રામ નામ. ૯.
એણે એક દિવસ શુભ જોઇને, આરંભ્યો કથાનો પ્રસંગ,
સત્યદેવને સ્થાપીયા, ત્યાં પ્રેમ ધરી રસ રંગ. ૧૦.
અમુક કાર્ય ધારી કરી, ગઇ કલાવતી ઘર માંહે,
રસીલી રચના દેખીને, સહુ શ્રવણ કીધુ ત્યાંહે. ૧૧.
મન કલ્પના કરી ધારીયું, મુજ દુઃખ દરિદ્ર જાય,
પિતાને મુજ કંથ ફેરો, સંજોગ સુખે થાય. ૧૨.
ક્ષેમ કુશળ મુજ ઘેર આવે, તો આરાધું સત્યરાય,
એવો નીમ લીધો નિરખતાં, પ્રસાદ પ્રાશી ઘેર જાય. ૧૩.
ત્યારે માત તેની કોપથી, કહે પુત્રી ગઇતી ક્યાંય,
બહુ નિશા ગઇ છે નિરખતાં, એથી ચિંતા મુજને થાય. ૧૪.
પુત્રી કહે શુણ માત મ્હારી, તુજને કહુ સહુ પેર,
કથા શુણી સત્યદેવની, પેલા દ્વિજ કેરે ઘેર. ૧૫.

તવ લીલાવતી રાજી થઇ, શુણી સારના વચંન,
વિચાર વેગે ઉપન્યો, એહ વ્રત કરવા મંન, ૧૬.
મુજ સ્વામી જામાતૃ ઘેર આવે, ક્ષેમ કુશળ નિરધાર,
વ્રત આચરૂં વેગે કરી, નહીં લગાડું કાંઇ વાર. ૧૭.
મુજ દેહ કેરાં દુઃખ ટળે, નહીં વ્યાપે જવર પીડાય,
મુજ મનો રથ સિદ્ધ થયે, સંકટો સર્વે જાય. ૧૮.
અપરાધ હોય જે મુજ પતિનો, તે ક્ષમાં કરો સત્યરાય,
વારંવાર વિનતિ કરીને, ગુણ ઘણા મુખથી ગાય. ૧૯.
લીલા વતીએ નીમ લીધો, શુણો શ્રોતા જંન.
પ્રસન્ન થયા પ્રેમથી, નહીં દ્વેષ રાખ્યો મંન. ૨૦.
પુત્ર અન્યાય જો કરે તો, માત તાત હાડે નવ જાય,
સૃષ્ટિના એ પિતા કહીએ, જેનાં નામથી સુખ થાય. ૨૧.
ક્રોપ કરે કદી દેવ જો, તો મનુષ્ય છે કોણ માત્ર,
દ્રષ્ટાંત દેખો દીલથી, જેમ અપકવ દીસે પાત્ર. ૨૨.
અવગુણ મન લાવ્યા નહીં, એ દેવ છે દયાળ,
દીલથી દયા ઊપની, જાણી પોતાના બાળ, ૨૩.

## વિશ્રામ.

બાળક જાણી સર્વથા, સ્હાય કરી શ્રી મોરારરે,
હવે સાધુ જામાતૃનું શું થયું, તે કથા કહું નીરધારરે. ૨૫.

ઈતિ શ્રી સ્કંદ પુરાણે રેવાખંડે સત્યસ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે લીલાવતી દુઃખ પ્રાપ્તો નામ દશમો અધ્યાય.

## અધ્યાય ૧૦ રાગ મારૂ સુત ઉવાચ.

સુત શૌનિકનેરે, કથા કહે છે ખરી,
સર્વ શ્રોતારે, રાખે છે, હ્રદયે ધરી. ૧.
સાધુ જમાતૃનુંરે, જાય દુઃખ નહીં કહ્યું,
દેવ દયાળેરે, તે સર્વે મનમાં લહ્યું. ૨.
દયા ઉપનીરે, સત્યદેવને ઘણી,
સ્હાયતા કરવારે, હવે એ સાધુ તણી. ૩.
રાજા ચંદ્રકેતુનેરે, સ્વપ્ન આપ્યું શોહામણું,
ચિત ચિંતાથીરે, વ્યાકુળ છે વેગે ઘણું. ૪.
વિના અપરાધેરે, વણિક બે બંધન કર્યાં,
દ્રવ્ય તેહનારે, તે તમે સર્વ હર્યાં. ૫.
માટે કહું છું રે, તે આચરો પ્રાતઃ સમે,
શિખ મુજ માનશોરે, તો તે મુજને ગમે. ૬.
એ બેહુ વણિકનેરે, છોડો તમે સુખથી,
દ્રવ્ય એનું આપોરે, એમ કહું મુજ મુખથી. ૭.
એહ કામમાંરે, જો કદી આળસ કરો,
વચંન માહરૂં રે, કદી ચિત્ત નવ ધરો. ૮.
તો પુત્ર પત્નીનેરે, સંહારૂં હું તાહરી,
તુને આપી છે રે, સર્વે રિદ્ધિ માહરી. ૯.
તે સહુ લઈનેરે, ખરેખરો ખાખી કરૂં,
દીલે દખતાંરે, દયા હ્રદે નહીં ધરૂં. ૧૦.
એવે ઝબકી જાગીઆરે, રાજા ચંદ્રકેતુ ખરો,

દાસ દાસીનેરે, કહે ચિતમાં ધરો. ૧૧.
જાઓ ઝડપથીરે, પેલા વણિકને લાવો અહીં,
રાજા બોલતાંરે, સેવક દોડયા તહીં, ૧૨.
જામાતૃ સાધુનેરે, રાજ પાસે લાવીયા,
અતિ કષ્ટથીરે, તે તો હીંડી આવીયા. ૧૩.
ચરણની બેડીરે, તે તો તોડી તદા,
દેખા દેહનેરે, રાજ પામ્યો આપદા. ૧૪.
નાપિક તેડાવીરે, શિર મુંડન કરાવીયું,
મસ્તક મોરીયુરે, રૂડે રંગે બંધાવીયું. ૧૫
વિવિધપેરનાંરે, વસ્ત્ર તેને આપીયાં.
દારિદ્ર દુઃખનેરે, દેવે ભલાં કાપીયાં. ૧૬.
તેનું દ્રવ્ય જે હતુંરે, આપ્યું તે તો પ્રીતથી,
બહુ વિવેકથીરે, વાણી કહી હીતથી. ૧૭.
અન્યાય માહેરોરે, કરો ક્ષમા આજ તો,
મુખ મધુરાંરે, વચન બોલ્યાં રાજતો. ૧૮.
રહો સુખથીરે, આ નગર છે તમ તણુ,
ભાવે ભોગવોરે, અહિં સુખ છે અતિ ઘણું. ૧૯.
ત્યારે બોલીઆરે, સાધુ વણિક મુખથી,
હવે હમો જાશુંરે, દેશ હમારે સુખથી. ૨૦.
એમ કહીનેરે, ચરણે નમ્યાં બંને જણા,
તવ રાજાએરે, ખુશીથી વિત્ત આપ્યાં ઘણાં. ૨૧.
ત્યાંથી ચાલીઓરે, જામાતૃને સાધુ સહી,
એહ બનાવનેરે, પારકો મીછે નહીં. ૨૨.

દેવ સત્યનીરે, માયા તો મ્હોટી છે,
વાતો સસાંરિકરે, તે સર્વે ખોટી છે. ૨૩.
સાધુ મુખ બોલીઆરે, જામાતૃ પ્રત્યે પ્રીતથી,
હવે આ દેશમાંરે, જરૂર રહેવું નથી. ૨૪.
માલ સર્વે ભરીઓરે, નાવ જે હતી પોતા તણી,
રિધ્ધ સિધ્ધ સર્વેરે, તેઓએ ભરી ઘણી. ૨૫.
બ્રંહ્મભોજનરે, પ્રીતશું કરાવીઆં,
સર્વે દીજનેરે, અંગેવસ્ત્ર ધરાવીયાં, ૨૬.
ચાલ્યા ત્યાંથીરે, ચતુરા નાવ વિષે,
ઉર ઉમંગમાંરે, હૈયું હર્ખે દીસે. ૨૭.
જ્યારે નાવમાંરે, બેઠા તે બેહુ જણા,
ત્યારે ખલાસીએરે, આદર માન આપ્યાં ઘણાં. ૨૮.
લંગર લઇનેરે, વાણ હંકારીયું,
મન મગ્ન થઈરે, સ્વદેશે જાવું ધારીયું. ૨૯.

વિશ્રામ

સ્વદેશે જવું ધારીને, વ્હાણ હંકાર્યું તેણી વારરે,
એવે એક કૌતુક થયું, તે શુણો શ્રોતા સારરે, ૩૦.

ઇતિ શ્રી સ્કંદ પુરાણે રેવાખંડે સત્યસ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે સાધુ સંકટ વિનાસનો નામ એકાદશમો અધ્યાય.

## અધ્યાય ૧૧ રાગ દેશાખલેકણી

શ્રોતા સર્વે શુણજો મંનજી, ચતુર ચાલ્યા વણિકના તંનજી. ૧.

મન મગ્ન સાધુ બહુ થાયજી, દિન દેખતાં તો વહી જાયજી. ૨.
એક દિવસ બનીયો બનાવજી, ઝાઝા પવને નહીં ચાલી નાવજી. ૩.
તેડે કરીયાં વ્હાણને જ્યારેજી, વણિક વિચારે મનમાં ત્યારેજી. ૪.
ભરતી આવશે ભલી ભારેજી, નાવ ચાલશે આપાણી ત્યારેજી. ૫.
સાધુ જામાતૃ હતો જે સંગજી, રાગ તાન કરે રસ રંગજી. ૬.
સત્યદેવે મનમાં વિચાર્યુંજી, ઠગ સાધુ પાશે જવું ધાર્યુંજી. ૭.
જોઉં એની પરીક્ષા તો હાવેજી, ભાવ ચિન્તમાં મુજપર લાવેજી. ૮.
વેગે વિચાર એવો તાં કીધોજી, ભેખ ભલો સન્યાસીનો લીધોજી. ૯.
દંડ કમંડળ કરમાં ધરીયુંજી, શીશ સુંદર મુંડન કરીયુંજી. ૧૦.
ધર્યા વસ્ત્ર તો ભગવાં વ્હાલેજી, શ્વાસોશ્વાસથી તે તો ચાલેજી. ૧૧.
ચરણે શોભે પાદુકા સારજી, જાણે લક્ષ્મી માણુનો ભારજી. ૧૨.
જીર્ણ દેહ તો દીસે જેનીજી, ઘણી નાસિકા ન મેલી તેનીજી, ૧૩.
આંખ ઊંડી ગઇ અણીયાળીજી, કર મસ્તકે દઇ જુવે ભાળીજી, ૧૪.
એવે વેશે આવ્યા તે તો ત્યાંહિજી, સાધુ જામાતૃ હતા જ્યાંહિજી. ૧૫
મુખે બોલ્યા મધુર વચનજી, તમે કોના કહાવો તનજી. ૧૬.
ક્યહા જાશોને ક્યાંથી આવ્યાજી, કહો માલ ભરી શું લાવ્યાજી. ૧૭.
દીસો વ્હેપારી કોઇ એક ભારેજી, સહુ લોક શોદાગર ધારેજી. ૧૮.
માયા વીની માયા નહીં જાણીજી, બોલ્યો સાધુ ત્યારે ગર્વ આણીજી ૧૯
ભેખ ભલો ધર્યો તમે આજેજી, વિશ્વ ધુર્તાને ખાવાકાજેજી. ૨૦.
આજ કમાણી કેટલી કીધીજી, કોને કોને ધુતી રિદ્ધિ લીધીજી. ૨૧.
બાજી પાલો ભલો તમને પ્યારોજી, લેવા લાલચ કાંઈ એક ધારોજી. ૨૨.
લતા પત્ર છે મુજ નાવ માંહિજી, તેનું દામ તો જુજવું થાએજી. ૨૩.
હસીને કહે સાધુ વણિકજી, પ્રીતે માગો તો પડશે ઠીકજી. ૨૪.

કોષ્ઠ શુદ્ધિ તો એથી થાશેજી, દુઃખ દેહનાં દેખતાં જાશેજી. ૨૫.
શુણ્યા શાધુ વણિકના બોલજી, સત્યદેવે કર્યો મન તોલજી. ૨૬.
ગર્વ ઘણો એ દ્રવ્યનો આણેજી, વીતી વિપત એ નવ જાણેજી. ૨૭.
કરૂં હાસ્ય હું આણે ઠામજી, નહીં લઇ જાય એ દ્રવ્ય ગામજી. ૨૮.
વાણી સત્ય હજો તમ શેઠજી, લતા પત્રથી ભરજો પેટજી. ૨૯.
એવો શાપ દઈને ચાલ્યાજી, સિંધુ નદીના મારગ જાલ્યાજી. ૩૦.
શીતળ છાયા દીઠી એણે એવેજી, વેગે વિશ્રામ કીધો તેવેજી. ૩૧.
સાધુ વણિકે દીઠાં વ્હાણજી, ભાજી પાલે ભરીઆં તે જાણજી. ૩૨.
કુટે શિરને વદે હાય હાયજી, અરે દૈવ હવે શું થાયજી. ૩૩.
રૂદન ઘણું ને તો ત્યાં કરતોજી, ચિંતાચિત્ત વિષે અતિ ધરતોજી. ૩૪.
પડ્યો મૂર્છા ખાઈ નાવ માંહેજી, જોઈ જામાતૃ પાશે જાયજી. ૩૫.
શિર માહોન બેઠા કીધાજી, રૂડી રીતે હૃદયપર લીધાજી. ૩૬.
બોધ બહુ દાધો વિવેકજી, નહીં આચર્યું આપણે ઠીકજી. ૩૭.
હતો સન્યાસી એ કોઇ સારોજી, અંશ ઇસ્વરી એને ધારોજી. ૩૮.
દીધો શાપ એણે તો આંહેજી, દ્રવ્ય દેખતાં સઘળુ, જાએજી. ૩૯.
શાને કરો છો આવડો શોકજી, રૂદન કેમ કરો મેલી પોકજી. ૪૦.
વચન એહનું તો સત્ય થયુંજી, દ્રવ્ય આપાણુ સર્વે ગયુજી. ૪૧.
ધ્યાન ધરાણી ધરનુ ધરીએજી, ઉપાય એક કહું તે આચરીએજી. ૪૨.
ચાલો આપાણુ જઈએ જાહેજી, શોધ સન્યાસીની હોય ત્યાંહેજી. ૪૩.
સ્તુતિ સ્તવંન તો ઘણું કરશુંજી, તેને ચરણે મસ્તક ધરશુંજી. ૪૪.
દેવ લોક દયાળુ હોશેજી, કૃપા દ્રષ્ટિએ તુજપર જોશેજી. ૪૫.
માટે ચાલો આપણે જ્યાંહજી, એ સન્યાશી હોય ત્યાંહજી. ૪૬.
શુણ્યા વચન સાધુએ એહજી, ચાલ્યા જામાતૃં સંગે તેહજી. ૪૭.

મહા શોકથી શોધને ચાલ્યાજી. પગલાં પેખતાં પંથમાં ભાલ્યાંજી. ૪૮.
જુવે ઝાંખીને સાધુ વણિકજી, અરે ઇશ નકીધું મેં ઠીકજી. ૪૯.
ગુનો બક્ષીને દર્શન આપોજી, મુને દાસ કરી દીલે થાપોજી. ૫૦.
એવે દીઠા સન્યાસીને જ્યારેજી, ઉર ઉમંગ પ્રગટ્યો ત્યારેજી. ૫૧.
જઈ શીશ મુક્યું તેને ચરણેજી, લાંબો થઇને પડીઓ ધરણેજી ૫૨.
પોકે પોકથી રૂદન કરીયુંજી, ધ્યાન ઈશ્વરનું એણે ધરીયુંજી ૫૩.
મસ્તક ધુણે ને કર ઘસેજી, હાય દૈવ હવે શું થશેજી. ૫૪.
નેત્રે આંશું વહે ચોધારજી, સંત સાર કરો આવારજી. ૫૫.
હું તો બાળક છીં તમારોજી, ક્ષમા કરો અપરાધ આ મારોજી. ૫૬.
બોલ્યા સન્યાસી મુખથી એમજી, મુજ હાસ્ય કર્યું તમે કેમજી. ૫૭.
હું છું મૂઢ મતિ અજ્ઞાનજી, દીસે દેવનું નહીં મુને ભાનજી. ૫૮.
મોહિત આપની માયાએ થાયજી, આપ દર્શને કિલ્મિષ જાયજી. ૫૯.
પામર પ્રાણી કહીયે કોણ માત્રજી, ભોળા બ્રહ્મા તજે ગુણ ગાત્રજી. ૬૦.
ગુણ આપના આશ્ચર્ય જેવાજી, મુખ વર્ણવી નહીં શકું કેવાજી. ૬૧.
કોઇ વાર ન કરૂં અન્યાયજી, કોટિ કલ્પનાં દુઃખ મુને થાયજી. ૬૨.
હાસ્ય કીધું મેં આપનું ઝાઝુંજી, લતા પત્ર દેખી દીલ દાઝુંજી. ૬૩.
એવું કહીને મેલી પોકજી, જોવા મળીયાં તે ઝાઝાં લોકજી. ૬૪.
દીલ દયા દંડીને આવીજી, મન મ્હેર ઘણેરી લાવીજી. ૬૫.
માફ કર્યો ધુનો બેવારજી, દેખી દિલ વિષે તું ધારજી. ૬૬.
હવે કરશે જો એવો અન્યાયજી, નહીં દેવ દર્શને જો જાયજી. ૬૭.
ઠગ બાજી કરે હું સંગેજી, વ્રત નહીં આચરશે જો રંગેજી. ૬૮.
તો તો પસ્તાવો તુજને થાશેજી, સુખ સંપૂર્ણ સઘળાં જાશેજી. ૬૯.
નાવ મધ્યે તમે જાઓ સુખેજી, સત્ય સત્ય કહો નિજ મુખેજી. ૭૦.

હતું તેવું નાવમાં થાશેજી, રતી માત્ર તેમાંથી ન જાશેજી. ૭૧.
સાધુ જામાતૃ ચરણે નમીયાજી, તે તો સત્યદેવને મનગમીયાજી. ૭૨.
રજા માંગીને લીધો પંથજી, સાધુ સંગ કલાવતી કંથજી. ૭૩.
નાવ પાસે તે આવ્યા જ્યારેજી, રિદ્ધિ સર્વ દીઠી તેણે ત્યારેજી. ૭૪
તેથી પરમ પ્રસન્ન થયા એહજી, શુદ્ધ સઘળી આવી દેહજી. ૭૫.
સત્યદેવ છે સર્વથી મોટાજી, અન્ય વિચાર સઘળા ખોટાજી. ૭૬.
દેહ દર્શનથી શુદ્ધ થયોજી, ગુણવંતાને ગોખી રહ્યોજી. ૭૭.
વ્રત વેગે આચર્યું ત્યાંહેજી, સરિતા સુંદર તટની માંહેજી. ૭૮.
ઉર ઉત્સાહ ઘણો આણેજી, સત્યદેવ વિના શૂન્ય જાણેજી. ૭૯.
પછી બેઠા તે નાવની માંહેજી, સાધુ વણિક સ્વદેશે જાયજી. ૮૦
બહુ બ્રહ્મ ભોજન કર્યાં ત્યાંહેજી, ઉર ઉમંગ એને ન માયજી. ૮૧.
દીઠું નગર પોતાનું જ્યારેજી, એક વિચાર ઉપન્યો ત્યારેજી. ૮૨.
રાખી નાવને તેડયો દૂતજી, કહ્યું આચરો તે અદભુતજી. ૮૩.
જઈ જાણ કરો હમ ઘેરજી, શ્યામા લેવા આવે શુભ પેરજી. ૮૪.
એવુ શુણીને દૂત તે ચાલ્યોજી, માર્ગ સાધુના ઘરનો ઝાલ્યોજી. ૮૫.
દૂત ગયો વણિક ઘર માંહેજી, લીલાવતી બેઠી હતી ત્યાંહેજી. ૮૬.
બોલ્યો કરજોડી લાગ્યો પાયજી, સમાચાર કહયો સુખ દાયજી. ૮૭.
દાસ દાસીને અતિ રિદ્ધિજી, નાવ ચાલી આવી છે સીધીજી. ૮૮.
તમ કંથ છે કુશળી ક્ષેમજી, તેથી જામાતૃનો બહુ પ્રેમજી ૮૯.
શુણ્યા દૂતનાં વચન જ્યારેજી, થઈ મુદિત મનમાં ત્યારેજી. ૯૦.
વ્રત ધારણ કીધું જે એણેજી, અતિ આનંદે આચર્યું તેણેજી. ૯૧.
પછી પુત્રી પ્રત્યે બોલી માતજી, હેમ ખેમથી આવ્યા તમ તાતજી. ૯૨.
તુજ કંથ છે કુશળી ક્ષેમજી, તેણે મેળવ્યું છે ઘણું હેમજી. ૯૩.

માશો પ્રસાદ ને ચાલો પંથજી, મળીએ મુજ પતિને તુજ કંથજી. ૯૪.

## વિશ્રામ.

કંથને પિતાનું દર્શન કરો. હવે ભાંગ્યો ભવનો ભારરે.
સુત શૌનિક પ્રત્યે કહે, એ સત્યદેવની લીલા ધારરે. ૯૫.

ઇતિ શ્રી સ્કંદ પુરાણે રેવાખંડે સત્યસ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે દ્વા દશમો સુધાકર.

## અધ્યાય ૧૨ રાગ મારૂ શૌનિક ઉવાચ.

શૌનિક વળતી બોલીઆ, સાંભળો સુત મહારાજ,
લીલાવતીએ કહ્યું પુત્રીને, પછી કર્યું ત્યાં શું કાજ. ૧.
પૂજન કીધું સત્યદેવનું, મન માંહે થઇ રળીયાત,
ઉત્સાહ મનમાં અતિ ઘણો, સાંભળો દૂતની વાત. ૨.
પ્રસાદ સર્વને વેંચીઓ, પ્રેમધરી મન માંહે,
પુત્રી જે લીલાવતીની, કલાવતી છે ત્યાંહે. ૩.
વાત શુણી વધામણીની, તે ગઇ ઘરની માંહે,
વિવિધપેરે અંગસું, શણગાર સજતી ત્યાંહે. ૪.
સિંદૂરે સેંથો પુરીઓ, ને નેત્રે કાજળ સાર,
નાકે નથની શોભતી, ને કર્ણે કુંડળવાર. ૫.
પ્હેરી સાડી શોહામણી, તે રંગે રાતાચોળ,
કોર પાલવ ઓપતાં, જેની તે કસબી કોર. ૬.
કમખો પણ કસબી ખરો. તે ઉપર લખ્યા મોર,
આકૃતિ દીસે અતિ ભલી, જાણે બોલ્યા દેશે બોલ. ૭.
આભૂષણ અતિ ઓપતાં, અલંકાર વસ્ત્ર શું એમ,

કરઆર્ણું અને કંઠ વિષે, ધર્યા જોઇએ જેમ. ८.
લલાટે લાલ ચાંદલો, તે કર્યો કરથી આપ,
દર્પણ લીધું મુખ દેખવા, તે દીસે શુધી ખાપ. ૯.
એ રીતે અતિ ઉમંગમાં, શણગાર સજતી નાર,
લીલાવતીએ પોકાર કીધો, કલાવતીને નિરધાર. ૧૦
પુત્રી તું પ્રસાદ લેવા, ચાલ વ્હેલી આજ,
પ્રસાદ તો પ્રાશન કરીને, કરજે સઘળાં કાજ. ૧૧.
કલાવતી વળતી કહે, શુણ માત મારી નિરધાર,
પ્રસાદ પ્રાશન કરવા રહું તો, મુને લાગે ઝાઝી વાર. ૧૨.
એમ કહીને પંથ લીધો, લીલાવતીની સંગ,
સ્વામીને મળવા કારણે, મનમાંહે અતિ રસરંગ. ૧૩.
સ્વામીને મળવા આતુર ઘણી, લીલાવતીને પુત્રી ધાર,
પ્રસાદ પરમ પરહર્યો. કલાવતીએ તેણીવાર. ૧૪.
સરિતા તીરે જઈ ઉભાં રહ્યાં, તે નજરે નીરખે નાવ,
મન અભિલાષ ધરે ઘણો, કહીએ કંથ મળવા ભાવ. ૧૫.
સત્યદેવે મન જાણીયું, મુજ પ્રસાદ કીધો ત્યાજ,
સ્વામી હું થી વધુ ગણ્યો, ઘડું ઘાટ અનો હું આજ. ૧૬.
ઇશ્વરી માયા અપાર છે, તેનો કો નવ પામે ભેદ,
શ્રોતા સરવે સાર શુણજો, નહીં લાવશો મન ખેદ. ૧૭.
મોહજાળ મુકી મૂળથી, કીધો કંથને અદ્રષ્ટ,
પ્રસાદ એણે પરહર્યો, કેમ થઇ બુદ્ધિભ્રષ્ટ. ૧૮.
કલાવતી નીરખે ઘણું, સંગ છે વ્હાલી માત,
નહીં દેખે કંથ પોતાતણો, દેખે દાસ સંગે તાત. ૧૯.

ઊદાસ થઇ તે અતિ ઘણી, ને કરે શોક રૂદંન,
સાથી સર્વે આશ્ચર્ય પામ્યા, મનશકી થયા તે ભંગ. ૨૦.
કલાવતી કહે માતને, ને શુણો શ્રોતાજન,
આક્રંદ કરે અતિ ઘણું, પછાડે પોતાનું તંન. ૨૧.

## લલિત છંદ.

અરર આજ આ શું થઇ ગયું, સ્વપન સુખને ક્યાં ઉડી ગયું,
નહિ હું દેખતી નિજ કંથરે, ક્યાં ગયો અરે કોણ પંથરે. ૨૨.
નજર દેખતાં નાગળો પતિ, મળ્યું પગલાગ શી હવે અતિ
અતિ ઉદાસ તો ચિત્ત થાય છે, જિવિત માહરૂં વ્યર્થ જાય છે. ૨૩.
દિવસ દોહલા વીતીઆ ખરા, ગજબ શો કર્યો રે હરિહરા,
શિયળ પતિ તો રાખતી હતી, અરર ઇશરે કોણ આ ગતિ. ૨૪.
નિર ઘણું વહે મુજ નેત્રથી, કથન દુઃખનું ક્યાં કરૂં કથી,
કરમ ફૂટેલું માહરૂં બહુ, અરર દુઃખ તો કાંઇ બહુ કહું. ૨૫.
અરર ઉરમાં આશા રાખતી, પરચીત ક્ષેત્રથી આવશે પતિ,
પતિ સધાવીયા મુજ જ્યારથી, દુખ બહુ પડયાં દેહ ત્યારથી. ૨૬.
શયન તો સદા સાથરે કરૂં, જરૂર વસ્ત્ર તો જીર્ણ હું ધરૂં,
અરર સ્વાદ તો સૂખના તજ્યા, સદા સત્ય તો દેવને ભજયા. ૨૭.
અરર આ પતિ આવી ક્યાં મળું, વદન નિરખી ક્યાં હવે ઠરૂં,
વગર વાંકથી ત્યારીને પરી, વિપત કાળમાં વેગળી કરી. ૨૮.
ધિરજ ધારીને શું અરે કરૂં, પતિ વિયોગથી ઝુરીને મરૂં,
કરમરે કુડાં મેંજ શાં કર્યાં, જરૂર આવીને આજ તે નડયાં. ૨૯.
અરસ સુખનો ધારતી હતી, અરર હાયરે ક્યાં ગયા પતિ,
દિલ દયાળુ છે દેવ તાહરૂં, ઊગરીયું નહીં કાંઇ માહરૂં. ૩૦.

અરર ઉર તો ફાટી જાય છે, ખલક આ બધી ખીજ થાય છે,
અરર ઇશારે આજ શું કરૂં, પતિ વિયોગથી હું ઝુરી મરૂં. ૩૧.

## લીલાવતી ઉવાચ રાગ આશાવરી દેશી સાતમી

લીલાવતીએ પુત્રી દીઠી, મ્હા સંકટની માંહિ,
ચિંતા ધરતી રૂદન કરતી, કર ઘશી કહે શું થાએ. ૧.
અરે દૈવ તેં આશું કીધું, નીર્ગ્યું ક્યાં નઠારૂં,
મુજ પ્રાણ થકી પીય પુત્રી કહાવે, તેનું ઇછ્યું નહીં કાંઇ શારૂં. ૨.
એમ કહીને પુત્રી લીધી, ભીડી રૂદયા બાથ,
રૂદંન કરતી રામા અતિશે, ધરતી મસ્તક હાથ. ૩.
અહો પ્રભુ તેં આ શું કીધું, પાપ મુજને શું લાગ્યું,
એવો શું અપરાધ કીધો જે, મુજ પુત્રીનું ઘર ભાંગ્યું. ૪.
મેં શું સરોવર પાળ ફાડી કે, ભાંજ્યાં લગ્ન વિવિશાળ,
ગર્ભપાત કીધો મેં ઝાઝો, કે માર્યાં નાનાં બાળ. ૫.
દ્વિજ સાથે મે દ્વેષ કીધો કે, કર્યું તેનું અપમાન,
ઝાઝું તે શું જાહું બોલી, કે પીરસ્યું અછતું ધાન. ૬.
રોતી રામા પુત્રી સાથે, કરતો શોક રૂદંન.
ચિતમાં ચિંતા અતિ ધરે છે, કરમાયું વદંન. ૭.
એવે આવ્યો નાવ મધ્યેથી, પોતાનો જે દૂત,
પાદુકા કર સાહી કુંવરનાં, દેખીતા અદ્‌ભુત. ૮.
સુંદર પાદુકા શિર ચડાવી, બળવા માંડયું જ્યાંહે,
દયા ઉપની દીલમાં દેવને, વચન પ્રીછવ્યું ત્યાંહે. ૯.
ગગન વાણી એવી થઇ જે, નબળીશ પુત્રી તુય,
દયા ઉપની દીલમાં મુજને, તેથી વારૂં હુંય. ૧૦.

ભુલી તેની ભાળ કહું તે, શુણજે સઘ વિવેક,
પ્રસાદનો પરિત્યાગ કીધો તેં, વિહ્યવળ થઇ મન છેક. ૧૧.
દુઃખ સંકટ તુજને ભારી પડયું છે, તજવાની કહું પેર,
પ્રસાદ પ્રાશો પ્રેમ ધરીને, જઇને પોતાને ઘેર. ૧૨.
રોતી રામા રહી શુણુંને, આવ્યો મન વિશ્વાસ,
ચિતમાં ચિંતા ઘણી થઇ, પ્રસાદ પ્રાશવા આશ. ૧૩.
ઘેર ગઇ ઘણું હર્ખ ધરીને, પ્રશાદ ધર્યો છે શીશ,
પ્રાશંન કીધો પ્રેમ ધરીને, પ્રદક્ષિણા કરી વીશ. ૧૪.
સત્યદેવનું સ્મરણ કરીને, ચાલી ચતુર પંથ,
સરિતા તીરે સુંદરી ગઇ ત્યાં, દીઠો પોતાનો કંથ; ૧૫.
પ્રેમ ધરી પુર મધ્યે આવ્યાં, સહુ સહોદર સાથ,
મળ્યા મિત્ર પોતાના તેને, ભેટયા ભુજભરી બાથ. ૧૬.
ઉમંગ ઓચ્છવ અતિ ભલો, ત્યાં નનાવિધનો થાય,
પ્રેમ ધરી પુરનારી આવી, તે મુખે મંગળ ગાય. ૧૭.
સત્યદેવનું સ્થાપન કીધું, પ્રગટયો ઉર ઉમંગ,
નાનાવિધનો રચના કીધી, ત્યાં બહુ ગાય રસ રંગ. ૧૮.
રંભા રંગે નાચ કરે ત્યાં, ગુણ ગાય ગુણીજંન,
પ્રેમ ધરી પુરવાસી આવ્યા, તે હેત ધરી અતિ મંન. ૧૯.
સહુ સ્નેહે મહા ઓચ્છવ કીધો, એવો કોઇથી ન થાશે,
સુખ સંતતિ શુણવાથી ઉપજે, દુઃખ દારિદ્રનાં જાશે. ૨૦.
સુખ સંસારિક વ્યર્થ જાણો, આણો નહી મન ગર્વ,
રામ નામનું રટણ કરતાં, સુખી થાશો સર્વ. ૨૧.
મનુષ્યને મમતા છે મોટી, જીવવાની છે આશ.

કુડે પડ્યો કાળ ન દેખે, જે તુરત કરશે નાશ                    ૨૨.
આપણું રમતમાં વાતે, પછે જુવાની જોર,
રામા શોધે રૂડી રીતે, જેમ હરાયું ઢોર.                    ૨૩.
ખાવું પાવું ખેલ આચરવો, વળી જુઠું ને સાચું,
નોળી પ્રપંચ અગણિત આચરવા, એથી ઉતાવર કાચું.                    ૨૪.
દાન દયા અને વળી દીનતા, એથી રહે છે અળગો,
સારી માડી સુંદરી લાધી, રહે માયાને વળગ્યો.                    ૨૫.
જોર જોબનનું પુરૂં થયું ને, આવ્યો બહુ બુઢાપો,
લડાઇ લડે લોકોના સાથે, કરે બાહુ કડાપો.                    ૨૬.
મારૂં મારૂં કરી ધન જોયું, એણે પુર નવ થાય,
અંતકાળે સહુ આગળું રહેશે, જે જાયું તો જાય.                    ૨૭
જમપુરીથી જમરા આવ્યા, પકડી ચાલ્યા પંથ,
નારી રિદ્ધિ રહી રઝળતી, કહે ચાલ્યા મુજ કંથ.                    ૨૮.
વાળો વીંટી કાઢી લીધી, વસ્ત્ર ન સારૂં એક,
ચાર પુરૂષ મળી લઇને ચાલ્યા, દહન કીધો છેક.                    ૨૯.
જમરા રસ્તે જાતાં પુછે, હવે તારૂં શું થાશે,
વિકટ જગામાં વેગે જાશે, તાં રૈરવ નરક પચાશે.                    ૩૦.
વીશ આઠ છે કુંડ નરકના, તે મધ્યે સાંચરીઆ,
જન ઝાઝા કુકર્મી તેને, ઘટિત સ્થાનક ધરીઆ.                    ૩૧.
શ્રોતા સર્વે સાર શુણો તો, કદી ન થાએ એમ,
વિવિધવિધિના ધર્મ પાળે, તે નરકે જાયે કેમ.                    ૩૨.
સત્ય શીયળ જે વ્રત આચરવું, વળી દયા ને દાન,
તેએ કરી વૈકુંઠે જાશો, ત્યાં મળશે ઝાઝું માન.                    ૩૩.

કળિજુગમાં આયુષ્ય કહીએ, મનુષ્યને શો વર્ષ,
મોહ માયામાં મગ્ન થઈને, પ્રાણી પામે હર્ષ. ૩૪.
નિરખો જોતાં નિંદ્રા માંહે, અર્ધ આયુષ જાય,
બાળ અવસ્થામાં બાર વીતે, હરિ ભજન નહીં થાય. ૩૫

જુવાનીનું જોર વધે પછી, જુવે જુવતી આંખી,
કર્મ કરે કુડાં એ પોતે, ઇશ્વર રહે કાં સાંખી. ૩૬.
મનુષ્યને મોટાં રૂણ એ છે, સાંભળજો સહુ વાત,
દેવપિતૃ અને વળી મોટું, રૂણ જે માત ને તાત. ૩૭.

દેવે દયા રૂડી કીધીને, આપ્યો મનુષ્ય અવતાર,
કર્મ કુડાં કરીને શિરપર, મિથ્યા બાંધ્યો ભાર. ૩૮.
પિંડ પિતૃ ને દીધો નહીં ને, શ્રાદ્ધ કદી ન શરાવ્યું,
કાગવાસ કદી નવ નાખ્યો, બ્રહ્મ ભોજન ક્યાં ધાર્યું. ૩૯.
હવે કહું તે સાંભળો સર્વે, રૂણ મનુષ્યનું જેહ,
ધ્યાન ધરીએ માર્ગે ચાલે તો, પવિત્ર થાએ દેહ. ૪૦.

જનુ નીજ ઠરમાં પ્રાણી રહયોને, ઝુલ્યો મસ્તક ઊંધે,
તે દિવને ભૂલી ગયો છે, ઉપનીશી તુજ બુધ્ધે. ૪૧.
સ્તુતિ કીધી ઈશ્વરના ત્યારે, છોડયો નરકથી છેક,
તે દિવશ કેમ ભૂલ્યો પ્રાણી, મુગ્ધ ભજ્યો નઈ ઇસ્વર એક. ૪૨.
માતાએ ઘણો શ્રમ કીધો છે, ઊછેરવા તુજ માટે,
આ દેહ દુર્લભ કનકે તોલે તોએ ન આવે સાટે. ૪૩.
માતા મંન વિચાર કરે જે, મુજ પુત્રને દુઃખ થાય,
ન્યાત જયાત કે સગા વ્હાલાંમાં, કદી જમવા નહીં જાય. ૪૪.

મળમૂત્ર તુજ થાતું ઝઝું, ને માતા લેતી હાથ,
રૂદન કરતો કોઇ સમે તો, ભીડતા રૂદયા સાથ. ૪૫.
પ્રીત કરી પિતાએ ઝાઝી, મુખ વર્ણવી નવ જાય,
એક થકી અનેક લખતાં, પુસ્તક ભારે થાય. ૪૬.
પ્રાંણ થકી પ્રિય પુત્રને ગણતા, દેતા સુખ અપાર,
એના રૂણથી મુક્ત ન થયે, તેના જીવતરને ધિક્કાર. ૪૭.
સર્વ વાતના સુખ દીધાંને, આપ્યાં ભલા ઘરબાર,
જીવિત દાન જે વિદ્યા દીધી, વળી ગુણવતી નાર. ૪૮.
માત તાત એ મનુષ્ય રૂણ છે, સર્વથી મોટું ધાર,
માટે તન મન ધન તુજ અર્પી, વાળ બદલો આવાર. ૪૯.

## વિશ્રામ.

બદલો વાળવો આ સમે, શ્રોતા શુણજો પેરરે,
માતપિતા સેવ્યાં નહીં, તે પુત્રે વાળ્યું વેરરે ૫૦.

ઈતિ શ્રી સ્કંદ પુરાણે રેવાખંડે સત્યસ્તોત્ર કથા પ્રસંગે વિપ્ર કાશીરામેણ રચિતે ત્રયો દશમો સુધાકર.

## અધ્યાય ૧૩ રાગ ચાલુ—શૌનિક ઊવાચ.

આર શુણીને શૌનિક બોલ્યા, ધનધંન આજનો દિન,
કેવળ થયો કથા શ્રવણથી, જાણો તન મન લીન. ૧.
સ્વામી સંદેહ એક નિવારો. ભ્રાંત પડી ભલી જેહ,
કૃપા કરીને કહો કરૂણા મય, વિવિધ વિસ્તારી તેહ. ૨.
કલાવતી જે પુત્રી કહાવે, સાધુ વણિકની એહ,
જુજ અપરાધે ઝાઝા જુલમે, કષ્ટ વેઠયું ઘણું દેહ. ૩.

## સૂત ઊવાચ.

સુત શુણીને એણી પેરે બોલ્યા, સાંભળો શ્રોતા જંન,
કરૂણા મયની કથા કહું તે, શુણજો ધરીને મંન ૪.
ઊત્તર દેશે નગરી કહાવે, સમી પહિ માલય તેહ,
મનોરમા નામે નગરી ત્યાં, રાજા તુંગ ધ્વજ જેહ. ૫.
મહા પરા ક્રમી પોતે કહાવે, કર્ણ સમો જે ઉદાર,
દાન દક્ષિણા દ્વિજને કરતો, ધર્મ ધુરિંધર સાર. ૬.
પ્રજાને પાળે પ્રેમ ધરીને, કષ્ટ દીએ નવ લેશ,
નિત્ય નિયમ નિરંતર પાળે, સુપ્રીચો સર્વે દેશ. ૭.
જુવતી ઝાઝી રણ વાસે, અકેકપેતે ચ્હડાવ,
કામ કટાક્ષી કહાવે કમળા, પતિપે પૂર્ણજ ભાવ. ૮.
મરકરડાં મુખના કરી કરીને, આવે પતિની પાશ,
દેખી ભાવ પતિનો પૂરણ, પોંચે સર્વની આશ. ૯.
વામા વંઝા કો નવ કાવે, સહુ સગર્ભા નાર,
ઓછંગે અતિ સુંદર પુત્રો, લાડ લડાવે તે નાર. ૧૦.
ગજ ઘણા ગુણવંતા કહાવે, દીઠે તે મોહ થાય,
સ્વારી કરે તે પોતે ત્યારે, વિમાન વેગે જાય. ૧૧.
હણહણાટ કરે હય જોતા, ગુણ તે ઘણા ગંભીર,
તંગ કસે તુરીના તેપર, પલાણ કરતા વીર. ૧૨.
એક સમે હરીચ્છાએ પોતે, નીસર્યા મૃગયા વંન,
અશ્વ ઉપર પલાણ્યા પોતે, હર્ખ ધરી અતિ મંન. ૧૩.
જામા જો જરકસીન પ્હેર્યા, શિર મંડળ હીરે જડાવ.
કનકમય સમ કાંતિ આપે, તે પુરપેખે ધરી ભાવ. ૧૪.

ધનુષ્ય બાણ ગ્રહ્યાં છે પોતે, અખુટ ભાથા સંગ,
ભાળી ભવમાં ભામિની પોતે, થાય સત શિયળ ભંગ. ૧૫.
દાસ દોડતા દીસે આગળ, હર્ષ ધરી અપાર,
સુંદર સાજ સજી એ રીતે, નાસરીયા નિરધાર. ૧૬.
અફીણ એળચી મુખવાસ પરો, જાઈ જુઈનાં ફુલ,
કટારી કમરે શોભે, નહીં થાય તેનું મૂલ. ૧૭.
ઉમંગ ધરી એ રીતે ચાલ્યા, પકડ્યો પશ્ચિમ પંથ,
જુવતી જરૂખે આંખે, કે આવશે ક્યારે કથ. ૧૮.
જંગલમાં ગયા એ રીત, ત્યાં દીઠા મૃગ બે ચાર,
બળ કરીને બાણુંજ ખેંચ્યું, માર્યા મૃગ નિરધાર. ૧૯.
દોડી દાસે વીણી લીધા, મૃગ જે પરમ રસાળ.
હર્ષ ધરી હરી આલ શોધતા, દાસે કડી ભાળી ભાળ, ૨૦.
રાજી થયો રાજા અતિ મનમાં, દૃષ્ટે દીઠે એહ,
તાકીને તીર નાખ્યો તેપર, ભંગ થયો ગતિ દેહ. ૨૧.
શિકાર સહુ મન ગમતા પામ્યા, રીઝયા રાજ અપાર,
તુરી ત્યાંથી તરત ફેરવ્યા, ઘર તરફ નિરધાર. ૨૨.
એક સરિતા સુંદર વહે છે, જેનાં નિર્મળ નીર,
સાથ સર્વ ત્યાં આવી પ્હોંચ્યા, નિરખ્યા નદીને તીર. ૨૩.
વૃક્ષ ત્યાં વડનું રૂડું શોભે, ઘટા એ ઘોર ગંભીર,
આશ્રમ ત્યાં અતિશે કરતાં, હેતે વૈષ્ણવ વીર. ૨૪.
મોર બપૈયા મધુરા બોલે, ત્યાં પક્ષી કરતા કલોલ,
ગુણ ગાય ગુર્જીજન તે નીચ, રામ રટે મુખ બોલ. ૨૫.
રાજે રચના રૂડી દીઠી, રંગ રસીલી જ્યાંહે,

શાંત થયો સહુ મિત્રો સંગે, વિચારતો મન માંહે. ૨૬.
એવે સમે એક કૌતુક ઉપન્યું, ન શુણજો શ્રોતા સાર,
ગોપ ઘણા ગુણવંતા માને, આચરે વ્રત નિરધાર. ૨૭.
સામગ્રી સહુ સુંદર કીધી, ઝાઝી જુક્તિ ત્યાંહે,
પેખી પુરપતી પરમ આનંદે, વિચારતો દીલ માંહે. ૨૮.

## વિશ્રામ

વિચારતો મન માંહે રાજા, શુણો શ્રોતા જંનરે,
તુચ્છ ગણી તેને તદ, રીઝયો રાજા મંનરે. ૨૯.
અહંકાર મનમાં ધરી, નહીં નામ્યું શીશરે,
સાર શુણો શ્રોતા તમે, તો કો કોપ્યા ઈશરે. ૩૦.

ઈતિ શ્રી સ્કંદપુરાણે રેવાખંડે સત્ય સ્તોત્ર કથા પ્ર સંગે વિપ્ર કાશીરામેણ રચિતે ચતુર્દશમો સુધાકર.

## અધ્યાય ૧૪ રાગ ચાલુ

રાજમદ ઝાઝેરો વ્યાપ્યો, રાજાને તે ઠામ,
ગોપ લોકો ગુણ હીણા કહાવે, ત્યાં નહીં આપણું કામ. ૧.
મેટમ મનમાં ઘણો ધરીને, ગયા નહીં એ ત્યાંહે,
દંડવત દેખી નવ કરાઓ, ગર્વ ધરી મન માંહે. ૨.
ચિત વિષે તે ચતુરા ચેત્યા, ગોપ ઘણા મન માંહીં,
ભૂપ ભુવનના ભર્તા પધાર્યા. આજ આપણે આંહી. ૩.
જન્મ સર્વનો સફળ થયો છે, એવું મનમાં ધારો,
રાજ પધાર્યા રાજી થઈને, તો ભાંગ્યો ભવનો ભારો. ૪.
ફેટમાં તો કરગરીને માંગે સત્યદેવની પાશ,
રાજાનું તું રક્ષણ કરજે, એવી અમને આશ. ૫.

હૈયામાં અતિ હર્ષ ધરીને, ગોપ ઉઠયો એક ત્યાંહે,
પ્રેમ થકી પ્રસાદ તે લઇને, આવ્યો રાજા જ્યાંહે. ૬.
નમન કરીને નેહે મેલ્યો, રાજાના મુખ પાશ,
તોપણ તે નમ્યા નહીં તેને, મનમાં મોટમ આશ. ૭.

## દેશી ફેર રાગ ઓખાનો

મન મોટમ રાજાએ આણી, ત્યારે ગોપ બોલ્યા મુખવાણી,
પ્રસાદ પરમ પવિત્ર એ જાણો, લેશ સંશય મનમાં ન આણો. ૧.
હમે વ્રત કર્યું છે આજે, દેહ દુર્લભ સાધન કાજે,
સત્યદેવનું વ્રત જે સાર, આચર્યું આજ અમે નિરધાર ૨.
એહેવું કહીને ગોપ તે ચાલ્યો મિત્ર સાથનો માર્ગ તો ઝાલ્યો,
મળ્યાં સર્વને પ્રાશ્યો પ્રસાદ, ખુબ ખુશીથી કરતા વિવાદ. ૩.
રાજી થઇને ગયા સહુ ઘેર, થઇ રાજાની ત્યાં શી પેર,
રાજા વિચાર તો મન સાથ, કેમ અડાડું એને હું હાથ. ૪.
નીચ લોક અરે એને કહીએ, પ્રસાદ કેમ કરી એ લઇએ,
રાજે મોટમ મનમાં આણી, દેવ સત્યની માયા ન જાણી. ૫.
પ્રસાદ પડયો રહયો તેણે ઠામ, ઊઠી ચાલ્યો તે પોતાને ધામ,
કીડી મંકોડી આદિ અનેક, તેણે પ્રસાદ પ્રાશ્યો તે છેક. ૬.
ગતિ ઊત્તમ સર્વે પામી, રહી કીર્તિ એ તે બહુ ઝામી,
થઇ રાજાની શી પેર, ગયા તે તો પોતાને ઘેર. ૭.
પુત્ર પ્યારા હતા દશ ધન્ય, નહીં હતો એને કાંઇ ન્યૂન,
કહ્યું આગળ એનું વૃત્તાં, તેથી ભાંગી હશે શ્રોતા ભ્રાંત. ૮.
સહુ પુત્ર થયા સ્વર્ગ વાસી, તેથી રાજા થયોરે ઉદાસી,
લડાઇ લડવાને સત્રુ આવે છે, સૈન્ય સારૂં તે સાથ લાવે છે. ૯.
જુધ ઝાઝું થાએ છે તે ઠામ, રૂઠયું રાજ ઉપર આખું ગામ,
પીડાપિંડ વિષે એ ખમે છે, રોગ પ્રબળ થઇને દમે છે. ૧૦.

હુકમ હામથી ન નાને દાસ, મન મધ્યે જુદી તેને આશ,
રાણી રોજ રૂદન કરે છે, ચિત્ત વિષે ચિંતા તે ધરે છે. ૧૧.
હતો શુભ દિવશ એકવાર, બેઠાં રાજા રાણી નિરધાર,
વાતી વાત તે સૌ ત્યાં કરે છે, રાણી રાજાનું દીલ હરે છે. ૧૨.
પ્રિય પૃછું તે કહે શો વાત, નહીં તો જાશે નહીં રાંડ રાત,
અન્ન જળ મુને નહીં ભાવે, નિરખી નિશાએ નિદ્રા ન આવે. ૧૩.
ઝાઝી ઝુરૂં છું મુજ મન માંહે, ગઇ સંપતિ સઘળી ક્યાંહે,
સુખ સ્વપ્નપેરે સહુ ગયું, પ્રિયપતિ આ તે શું થયું. ૧૪.
રહેશે થોડા દિવસ આ વખત, જોતાં જાશે જરૂર તખત,
મારા કંથ કહ્યું માનો આજ, દેવ દુભવ્યા હશે કાંઇ કાજ. ૧૫.

## રાજ ઊવાચ.

શુણી શાંત થઇ રાજ કહે છે, પત્ની પ્યારીના દીઃલમાં રહે છે,
શુણો શાણી પ્રિયા સહુ સાર, વીતી વાત કહું આવાર. ૧૬.
એક દિવશ ઉપન્યો વિચાર. હેતે હૈયાં વિષે મુને ધાર,
કહું હેને હું તેની કથાય. રાણી રજની તો વીતીને જાય, ૧૭.
ગયો ઘેરથી મૃગ યાને વંન, અતિ આનંદ આણીને મંન,
લાંધ્યાનો કર ચાકર સાથ, હેતે હથીયાર લીધાં મે હાથ. ૧૮.
ચડી અશ્વ ચતુરા હું ચાલ્યો, જોઇ જંગલનો પંથ ઝાલ્યો,
જોયાં ઝાંખીને મૃગ બે ચાર, તાકી તીર નાખ્યા નીરધાર. ૧૯.
સહુ શિકાર લીધા મેં સાથ, ગૃહી બાગ ઘોડાની મે હાથ,
તાચો તાપ એવે બહુ ત્યાંહે, ઉપન્યો વિચાર મુજ મંન માંહે. ૨૦.
તૃશા લાગી મુને તો એવે, વટ વૃક્ષ દીઠું મે તેવે,
અશ્વ હાંકી તેની પાશે ચાલ્યો, મન મગ્ન થઇ બહુ મ્હાલ્યો. ૨૧.
ઝાખી જોતાં તેનું વૃક્ષ, ઘોર ઘટા એ દીઠું પ્રત્યક્ષ,
નીર દીઠા ત્યાં નિર્મળ વ્હેતાં, તેના વખાણ કેમ થાય કેહેતાં. ૨૨.
જળ જોઇને ધાયો દાસ, મુને પાણી પાવા તેને આશ,
એવે વિશ્રામમે ત્યાં કીધો, બિંદુ પ્રસ્વેદ શમાવી દીધો. ૨૩.

એવે બનીઓ ત્યાં એક બનાવ, શાણી સાંભળો આણીને ભાવ,
ગોપ ઘણા દીઠા મેં ફરતાં, સત્યદેવનું વ્રત તે કરતા. ૨૪.
ગોપ એક આવ્યો એવે ધાઇ, કર મધ્યે તે પ્રસાદ સાહી,
નમી નેહે મુક્યો મુજ પાશ. તેનાં મનમાં હતી મ્હોટી આશ. ૨૫.
નમી નેહે કહ્યાં તે વચંન, ત્યારે વિચાર્યું મેં ત્યાં મન,
દુઃખી દુર્બળ એ તો કહાવે, મુને પ્રસાદ એ તો કેમ ભાવે. ૨૬.
ગોપ ગયો મુને ઘણું કહી, પણ પ્રસાદ મેં પ્રાશ્યો નહીં,
દાસ દોડીને જળ જોતાં લાવ્યો, ભલા ભાવથી મુજ મન ભાવ્યો. ૨૭.
તૃષા જળથી મટી મ્હારી ઝાઝી, તેથી હૃદયે થયો હું રાજી,
પ્રસાદ પડ્યો રહ્યો તેણે ઠામ, ઉઠી આવ્યો હું આપણે ગામ. ૨૮.
અન્યાય એથા નથી કઇ બીજો, રાણી રાજી થઇ મંન રીઝો,
કહી પૂર્વની મેં તો કથાય, કેમ કૃપિત થાઓ છો કાયે. ૨૯.
બોલી રાણી ત્યારે રાજ સાથ, ઘણો અન્યાય આચર્યો નાથ,
નમ્યા નેહથી જો નહીં આપ, પ્રગટ્યાં પૂર્વજનનનાં પાપ. ૩૦.
પ્રસાદ પ્રાશ્યો નહીં તમે જ્યારે. સુખસંતતિ રહે હવે ક્યારે,
દેવદુભાયા એ અપમાને, બીજો શોક કરો તમે શાને. ૩૧.
શિખ માનો તમે મ્હારી આજ, કહું રાજ તે કરજો કાજ.
જાઓ ઝડપે ગોવાળાની પાશ. વેગે વ્રત આચરવાની આશ. ૩૨.
પુછો પ્રેમથી તેને પેર. જાઓ ગોપ હશે એને ઘેર.
સુખ સર્વે એનાથી થાશે. દુઃખ દેહના દેખતાં જાશે. ૩૩.
શુણી રામાના સાર વચંન, રાજા રાજી થયો અતિ મંન,
તજ્યું તરત તેણે તખત, ઉઠી ચાલ્યો તે એજ વખત. ૩૪.
ગયો ગભરાઇ ગોપને ઘેર, પૂછી પ્રેમથી સઘળી પેર.
મુને વ્રત એ આજ કરાવો, ભક્તિ ભાવથી ભેટ ધરાવો. ૩૫.
નમી નેહના કહ્યાં વચંન, શુણી ગોપ કહે ધન્ય ધન્ય,
ભલું આચર્યું રાજ એ કાજ, વ્રત કર્વું એ આજને આજ. ૩૬.
ગોપ એમ કહી સહુ ચાલ્યા, વડ વૃક્ષના માર્ગ તો ઝાલ્યા.

જઈ વિધિથી વ્રત ત્યાં કીધું, ચિત્ત ચાહી ચાર્ણામૃત લીધું. ૩૭.
ગોપે પ્રસાદ આપ્યો તે લ ધો. પ્રેમ ધરીને પ્રાશન કીધો,
પછી એ દરે આજ્ઞ ત્યાં માગી, જાણે જગત ગયા છે ત્યાગી. ૩૮.
અતિ ઉમંગે આવ્યા ન ઘેર. રિધ સિધ ગળી બહુ પેર,
પત્ની પુત્ર મળ ા શુભ પેર. અન્ય રાજાએ તજીઆં વેર. ૩૯.
સુખ સવાયુ સઘળું દીધુ ભલા ભકતનં કાર્ય ત્યાં કીધું,
મોઘી મુક્તિ રાજને દીધ , દયા દેવે એને ભલા' કીધી. ૪૦
શ્રોતા સર્વે શુણજો સાર, અંતર્જામીનો એક આધાર,
કેટલાં લોક કહે અંતર્જામી, કહે કેટલાં ઇશ્વર નામી. ૪૧.
સત્યદેવ તો ઘણા કહે છે, મુખ કેટલાને કૃષ્ણ રહે છે,
જેની રસના રટે રામાપતિ, તેના થાશે ત્યાં ઉત્તમ ગતિ. ૪૨.
જુઠું જગતનું સ્વપ્નું આ જાણે, માયા મમતા તો શીદને આણો.
જન જોતાં જન્મારો જાશે. પછી પસ્તાવો ચિતમાં થાશે. ૪૩.
કથા કહી સ્કંદ પુરાણે, અધ્યાય પંચનું છે પરમાણે,
અધ્યાય એકના શ્લોક પચાંશ, બીજા અધ્યાયના છે સપ્તવીશ. ૪૪.
ત્રીજો અધ્યાય શ્લોક પચાસે, ચાર ચાર ચોથે એવા આશે,
પંચ અધ્યાય પંદરને એક, એક છને બેથી વધ્યો છેક. ૪૫.
કરશે ધારાણ વ્રત જન જેહ, કહાયે પરમ પવિત્ર તે દેહ,
નીંદા નિરખીને કરશે જે આપ, તેને અનેક હત્યાનું છે પાપ. ૪૬.
મહત્વ મ્હોટું એનું કહીએ. જન ઝાંખીને હૃદયે લઈએ,
શિખે સાંભળે અથવા ગાય, તેના પાતક પૂર્વનાં જાય. ૪૭.
પુર પ્રેમે પારાયણ કરવું, મન માધવ ચરણે ધરવું,
આવે અંત સમે એહ કામ, રામ રામ રટીલું જે નામ. ૪૮.



# આગળથી થયલાં ગ્રાહકોનાં નામો

| પ્રત. | સાહેબોનાં મુબારક નામ તથા ગામ | પ્રત. | સાહેબોનાં મુબારક નામ તથા ગામ |
|---|---|---|---|

રાંદેર

૫ રા. રા. ઉતમરામ જીવનરામ ડાકટર

કરાંચી.

૨૦ રા. રા. ગણુપ્રશાદ ધીરજરામ.

હુળધરૂ.

૧૦ રા. રા. ફકીરભાઇ શીવા દેશાઈ.
૪ રા. પા. પરશોતમ પરભુ.
૪ રા. પા. દુલ્લભભાઈ દયાગજી.
૧ રા. દે ખુશાલ ભાણાભાઇ.
૧ રા. દે વલ્લભ ભગાનાઇ.
૧ રા દે. વલ્લભ ડાહ્યાભાઇ.
૧ રા. પા. નરશી મોરારજી.
૧ રા. પા. ગોવંન મોરારજી,
૧ રા વહાદરાજ કેશવરામ.
૧ રા જોશીજી પરભુરામ
૧ રા દે ભુલાભાઇ માવજી.
૧ રા દે ભીખાભાઇ જેરામ.
૧ રા. પા. જેરામ કશનજી.
૧ રા જો મણીશંકર કાલીદાશ
૧ રા પા લાલા દેવા.
૧ રા પ. કલાભાઈ કેશવ.
૧ રા પા. નાગર પરાગજી.
૧ રા પા. નરસી પરભુ.

વરિઆવ

૫ રા. ગવર્ન હેડ વસુદેવ સખારામ
૧ રા. દલપતરામ જીવનરામ આ૦ માસ્તર.
૨ રા. પં નથુરામ દેવશંકર.
૧૦ રા. વલ્લભરામ માધવરામ સુકલ.
૩ રા. દે. દલપતરામ ડાહ્યાભાઇ.
૧ રા. વ્યા. ભગવાન દયાશંકર.
૧ રા રા. મે. કરૂણ શંકર પ્રભાશંકર.
૧ રા. દે અંબેલાલ [illegible]કાળજી.
૧ રા. હા. દોલશીંગ પ્રતાપ.
૪ રા. સુ ઉતમરામ તુલજારામ.
૧ રા. રા. ખુશાલભાઇ ભાણાભાઈ દેશાઇ.
૧ રા. પા ભગવાન ગૌરજાશંકર.
૧ રા પા રામશંકર વલ્લભરામ.
૧ રા. દે વલ્લભભાઈ ગોપાળજી.

વાંસદા

૨ રા. રા. અચરતલાલ મંછારામ હં. શાહેબ.
૧ રા. વાસુદેવ ત્રીંબકરાય ઓ. સાહેબ
૧ રા ગુલાબચંદ પ્રેમચંદ જંગલ ઇં. શાહેબ
૧ રા. ઇછારામ હરિકૃષ્ણ માસ્તર વાલઝર

વેડ

૧ પા. ઇછા હરીભાઇ.
૧ પા વલ્લભ ધનજીભાઈ.
૧ પા. છીબા પરશોતમ.
૧ પા. ગોવંન દીવાળી
૧ પા. નાથાભાઈ રામજી

| પ્રત. | સાહેબોનાં મુબારક નામ તથા ગામ |
|---|---|
| ૧ | પા. સુના નાના |
| | **લીંગડ** |
| ૧ | રા. દે દુલ્લભ ગોપાળજી. |
| | **કરજણ** |
| ૧૨ | રા રાવસાહેબ રઘુનાથરાવભાઈ ગણેશ શર કે જદાર શા |
| | **ભોગાર** |
| ૧૦ | શ્રીમંત રાજેશ્રી ઠાકોર સાહેબ બાપુશીંગજી ભારતનશીંગજી. |
| | **કોશમડી** |
| ૧૦ | શ્રી રા. ઠા ભીમશીંગજી કાનબાજી |
| | **માહલા** |
| ૧૫ | શ્રી રા ઝવેરી શાહેબ મનુલાલજી |
| ૨૦ | શ્રી રા ઝવેરી બોરાજી બાપુ કલકત્તાવાળા. |
| | **હરિપરાં** |
| ૧ | રા દે. નાગરજી નીછાભાઈ. |
| ૧ | પા રામા જેઠ. |
| ૧ | ભટ્ટ ઇસ્વરપ્રભુ. |
| | **તાંતી** |
| ૧ | ભ. મંછારામ પ્રભાશંકર. |
| | **માવડી** |
| ૨ | શ્રી ઠા શા ભગવાનબાવા ચંદાબાવા. |
| ૧ | રા ઠા નગુભા નારાન નંગબાવા |
| ૧ | રા. હરિનારાયણ વલ્લભરામ તળાટી |
| ૧ | રા. રણછોડભાઈ ગણેશ માસ્તર. |
| ૧ | રા રા મહારાજ જાનકીદાશજી. |
| | **વાંકાનેડા** |
| ૧ | રા. ઠા. પરબતશીંગ પ્રતાપશીંગ. |
| ૧ | રા. ઠા રતનજી રાનભાઈ |
| ૧ | મહારાજ નરશીંગીર દેવગીર. |
| | **ધરમપોર** |
| ૫ | શ્રીમંત ઠા શા છતરશીંગજી અજબશીંગજી. |
| | **પુના** |
| ૨ | રા. રા ઠા. અનોપબાવા ઉમેદબાવા. |
| | **રંગુન** |
| ૪ | રા રા. ભગત હરકીશન શીવલાલ. |
| ૨ | રા. રા. દયાલજી હીરજીભાઈ ઝ. દલાલ. |
| | **કઠોર** |
| ૪ | ગ પા. વલ્લભરામ નારણજી. |
| ૧ | પા. ઉકા નરશી. |
| | **પરબ** |
| ૧ | રા. દે. ભીમભાઈ કુબેરજી. |
| ૧ | અમરતલાલ તલાટી. |



## પરમ દયાળુ સદ્ ગૃહસ્થો !

પાછળથી થએલા ગ્રાહકોનાં, મુબારક નામો હું આપી શક્યો નથી.

મારા ખરા નિકટના સ્નેહી તરફથી તથા સુજ્ઞ ન્યાતિ બંધુઓ તરફથી મને સારૂં ઉત્તેજન મળશે એવી સંપૂર્ણ આશા છે.

હું થોડી મુદતમાં એક બીજું પુસ્તક બહાર પાડવા ખાયશ રાખું છું તેમાં મને આ પ્રસંગે જેઓ સાહેબ તરફથી ઉત્તેજન મળશે તે દર્શાવીશ.

લી. સર્વનો સ્નેહાધાન

કા૦ હ૦ જો૦ ૧૦

